'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઘરઘરનો વૈદ્ય



પ્રયોજક:

વિજયશંકર ધનશંકર મુનશી,

બી. એ.



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨



દોઢ રૂપિયો

'સસ્તું' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ઘરઘરનો વૈદ્ય




પ્રયોજક:

વિજયશંકર ધનશંકર મુનશી, બી. એ.





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨




દોઢ રૂપિયો

પ્રત ૫૫૦૦ :: જાન્યુઆરી ૧૯૪૯ :: સંવત ૨૦૦૫

**लङ्घनं बृंहणं काले रूक्षणं स्नेहनं तथा।**
**स्वेदनं स्तम्भनं चैव जानीते यः स वै भिषक् ॥**

**અર્થાત્:** જેને યોગ્ય સમયે લંઘન, બૃંહણ, રૂક્ષણ, સ્નેહન, સ્વેદન અને સ્તંભન (કરાવતાં) આવડે છે, તે જ વૈદ્ય છે.

(ચરકસંહિતા, સૂત્રસ્થાન, અધ્યાય ૨૨, શ્લોક ૪.)

'If the physicians of the present day would drop from the Pharmacopoeia all the modern drugs and chemicals and treat their patients according to the method of Charaka, there would be less work for the undertakers and fewer chronic invalids in the world.'

G. H. Clerk, M. A., M. D.,(Philadelphia)

**અર્થાત્:** જો આજના દાક્તરો દવાઓના પુસ્તકમાંથી આધુનિક દવાઓ અને રસાયણોને રજા આપી દે અને ચરકની પદ્ધતિ પ્રમાણે દરદીઓની ચિકિત્સા કરે, તો મસાણીને થોડું કામ મળે (મરણ-સંખ્યા ઘટી જાય) અને જગતમાં 'માંદલા' માણસો ઓછા થઈ જાય (રોગ ઘર કરે નહિ).

**જી. એચ. ક્લાર્ક**, એમ. એ., એમ. ડી., (ફિલાડેલ્ફિયા)

મુદ્રક અને પ્રકાશક: ત્રિભુવનદાસ દ૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ

# નિવેદન

આ પુસ્તકમાં જુદાજુદા રોગો થવાનાં કારણો, નિદાન, પૂર્વરૂપ અને ઉપચાર આપેલા છે.

કાઠિયાવાડના જાણીતા સ્વર્ગસ્થ વૈદ્યરાજ નાનભટ્ટબાપાએ વરસો સુધી આમાં આપેલા ઉપચારો જાતે અનુભવેલા છે અને તેમના સુપુત્ર વૈદ્યરાજ પ્રભાશંકરને વારસામાં સુપરત કરેલા. તેમણે આયુર્વેદને લગતાં લગભગ બધાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને સત્ય વસ્તુ સમજવા સારુ અંગ્રેજી વૈદક (એલોપથી), હકીમી, હોમિયોપથી અને નેચરોપથીનો પણ તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ કર્યો. આ અભ્યાસની સાથેસાથે મળતા રહેલા જાતઅનુભવના આધારે એમને આયુર્વેદની વૈદકીય પદ્ધતિની સરળતા, શાસ્ત્રીયતા અને વિશેષ ઉપયોગીતાની ખાતરી થઈ; અને છેલ્લાં ચાલીસ વર્ષોથી આયુર્વેદ પદ્ધતિએ નિદાન ને ચિકિત્સા કરવાથી આવેલાં સુંદર પરિણામોએ એમને નિ:શંક બનાવી દીધા.

પોતાના શિષ્યોને તેઓ આયુર્વેદના આ સરળ પ્રયોગોથી વૈદકના ધંધાની શરૂઆત કરાવે છે. તેમના એક શિષ્ય શ્રી. વિજયશંકર ધ. મુનશી બી. એ. છેલ્લાં દસેક વર્ષથી એમના સંપર્કમાં રહ્યા છે. તેમણે આ પ્રયોગો શીખીને જાતે અનુભવ લીધા પછી આ પુસ્તકનું લખાણ વૈદ્યરાજની દોરવણી નીચે તૈયાર કર્યું છે. આમ આ પુસ્તકમાં આપેલાં દરદો પાછળ લગભગ ત્રણ પેઢીનો જાતઅનુ-ભવ અને અભ્યાસ રહેલાં છે.

આયુર્વેદના લગભગ બધા ગ્રંથોમાં આમાં આપેલાં દરદો વિષે માહિતી અને ઉપચારો આપેલા છે. સામાન્ય માણસોને આ વિષયનો દરરોજનો અનુભવ હોતો નથી. એટલે દરદની પરીક્ષા કરી કયું દરદ છે તેનું ચોક્કસ નિદાન કરવાનું તથા તેના ઉપાયો યોજવાનું ઘણું

મુશ્કેલ લાગે છે. આથી સાદી અને સરળ ભાષામાં દૂરદૂરનાં ગામડાંમાં પણ ઘેરબેઠાં સૌ કોઈ સહેલાઈથી સમજીને યોજી શકે એવા આયુર્વેદના વૈદ્યકીય પ્રયોગોનું આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવે છે.

વ્યાધિ થયા પછી ઉપાય કરવા કરતાં વ્યાધિ ન થાય એવું જ્ઞાન અને જાળવણી જ શ્રેષ્ઠ છે. ખાવાની ઔષધિઓ કરતાં અન્ન, જળ, સ્થળ અને વાયુની યોગ્ય ફેરબદલી; ઉપવાસ, પવિત્રતા, સ્વચ્છતા, માટી, સૂર્યપ્રકાશ, રંગ, વ્યાયામ, સ્નેહન, સ્વેદન, વમન, બસ્તિ, આનંદ, શાંતિ, સદ્‌વિચાર, સત્સંગ, સદ્‌ગ્રંથ ઇત્યાદિ પથ્ય પ્રકારો અને પદાર્થોનું સેવન; તેમ જ કુપથ્ય આહારવિહારનો ત્યાગઃ આ બાબતોને જ અધિક સરળ, સ્વાભાવિક અને ઉપકારક સમજીને દરેક દરદીએ તેના કુદરતી ઉપચારોનું જ સેવન કરવું જોઈએ. વૈદ્યો તેમ જ દાક્તરોએ પણ એવી બાબતોને જ ખરેખરી ઉપકારક સમજી તેનો પૂર્ણ અભ્યાસ કરવો જોઈએ. તેવા ઉપચારોનો દરદીઓને લાભ આપી આ નવીન જેવા દેખાતા માર્ગમાં, શરૂઆતમાં લોકો ન સમજે તો ધૈર્ય રાખી કાંઈક ખમીને પણ ચલાવી લેવું જોઈએ. આમ કરવાથી જ પરિણામ ધીમેધીમે તેમના પક્ષમાં વળતું જશે અને છેવટે અર્થપ્રાપ્તિ પણ એ ઉત્તમ રસ્તે અધિક થયા વિના રહેશે નહિ. દરદીઓએ પણ આ કુદરતી ઉપચારોનું મહત્ત્વ ધ્યાનમાં લઈ તેના અનુભવવાળા ઉપચારકોની સલાહ અને આશ્રય લેવાં જોઈએ. એ ઉપચારો એવા તો સરળ અને સ્વાભાવિક હોય છે કે જો તેને લગતાં પુસ્તકો અવલોકવાનું રાખ્યું હોય અને તેને અનુસરીને યથાસાધ્ય સામાન્ય જાળવણી પણ રાખી હોય, તો વ્યાધિઓ થવાના ઘણાખરા સંભવો અરધે રસ્તેથી જ નષ્ટ થઈ જાય; તેમ જ ઉપજી ચૂકેલા વ્યાધિઓ પણ એવા એકાદ બે સાદા પ્રકારોના સેવનવડે સહેલાઈથી ટળી જાય.

ખરું જોતાં એવા કુદરતી ઉપચારોને લગતા પુસ્તકની તેમ જ વ્યાધિ થવાનો પ્રસંગ જ ન આવે એવા આહારવિહારો અને

રીતરિવાજોનું જ્ઞાન આપનારા ગ્રંથોની જનસમાજ માટે ઘણી જ આવશ્યકતા છે. યુરોપ–અમેરિકામાં તો એવા ગ્રંથો પુષ્કળ નીકળી ચૂક્યા છે તેમ જ ઉપચારકો પણ હવે જ્યાંત્યાં મળી આવે છે. આપણા દેશમાં એવા ઉપચારકો તેમ જ પુસ્તકો હજી ન જેવાં જ છે.

જે આહારવિહારના પરિણામે શરીરમાં રોગ દાખલ થયો હોય, એ આહારવિહારમાં ફેરફાર કર્યા સિવાય માત્ર દવાઓના રગડા પીવાથી દરદ મટતું નથી. કદાચ કોઈવાર મટ્યું જણાય તોપણ તે પાછું ફરી દેખાય છે. આમ વિષચક્રમાંથી છૂટવા માટે આહારવિહારમાં યોગ્ય ફેરફાર કરવો જોઈએ. આ પુસ્તકમાં પણ એ વિષે યોગ્ય દોરવણી આપી છે.

રોજનાં પરિચિત દેશી ઔષધોનો જેટલો સહેલાઈ અને નિર્ભયતાથી ઉપયોગ ગ્રામજનો કરી શકે છે, એટલી સહેલાઈ અને નિર્ભયતાથી અંગ્રેજી વૈદકને અપનાવી શકતા નથી. આ સત્ય તરફ આંખમિચામણાં કરી ગ્રામ્યજનતાનું આરોગ્ય સુધારવાના અંગ્રેજી ઢબે કરવામાં આવતા પ્રયત્નો કદાચ સફળ નહિ થાય. વળી આપણા ગરીબ દેશને એ ઢબે આરોગ્યધામો ઊભાં કરવાનું પોષાય એમ નથી. એટલે રોગો વિષે સાચી સમજૂતી આપતા અને બહુ ગૂંચવાડા કરે એવા વધુ ઉપાયો નહિ, પણ એકાદ બે સાચા ને સચોટ ઉપાયવાળાં આવાં પુસ્તકોનો પ્રચાર તથા અભ્યાસક્રમ ગોઠવવા પાછળ શ્રમ અને ખર્ચ વેઠવામાં આવે, તો જનતાનું આરોગ્ય ઊંચું લાવવાની ઉમેદ વધુ અંશે પાર પડશે એમ અમને લાગે છે.

આ પુસ્તકમાં આપેલા પ્રયોગો જનતા સમક્ષ વિનાસંકોચે ખુલ્લા મૂકવા માટે વૈદ્યરાજ પ્રભાશંકર નાનભટ્ટનો આભાર માનવામાં આવે છે અને આ પુસ્તકનું લખાણ તૈયાર કરવા માટે જે ઉત્સાહ ને ખંત શ્રી. વિજયશંકર મુનશીએ દાખવ્યાં છે, તે પ્રશંસાપાત્ર છે.

મુંબઈ<br>
તા. ૭–૧–'૪૯

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી<br>
**મનુ સૂબેદાર** ( પ્રમુખ )

# પ્રસ્તાવના

આ પુસ્તક રોગની અને દવાની સાદી છતાં સાચી સમજણ લોકોને મળે તે માટે લખ્યું છે, તેથી એમાં શાસ્ત્રની પરિભાષાનો બહુ ઓછો ઉપયોગ કર્યો છે. આયુર્વેદ ભણેલા કે ન ભણેલા બધાને એકસરખી રીતે ઉપયોગી થઈ પડે, એ ઉદ્દેશથી આ પુસ્તકને શાસ્ત્રનું સ્વરૂપ ઇરાદાપૂર્વક આપ્યું નથી. એક જ રોગના અનેક પ્રકાર હોય છે અને દરેક પ્રકાર માટે જુદાજુદા ઉપાયો પણ હોય છે. જેણે આયુર્વેદનો પદ્ધતિસરનો અભ્યાસ કર્યો ન હોય, તેને તો એ બધા પ્રકાર અને એના જુદાજુદા ઉપાય વાંચીને સરળતા થવાને બદલે મૂંઝવણ થાય. માટે રોગનો ગમે તે પ્રકાર હોય તોપણ લાગુ પડે એવા ઉપાય આ પુસ્તકમાં લખ્યા છે. નદીમાં લાખો મણ પાણી વહે છે પણ આપણને તો આપણી તરસ છીપે એટલું બેચાર ખોબા મળે એટલે બસ.

આ પુસ્તકમાં લખેલા ઉપાયો શાસ્ત્રોક્ત છે છતાં સરળ છે. વળી એ પોથીમાંનાં રિંગણાં જેવા નથી. રાજવૈદ્ય પ્રભાશંકર ગઢડાવાળાએ તથા એમના પિતાશ્રી 'નાનભટ્ટબાપા'એ એ સફળતાપૂર્વક અનેક દરદીઓ પર અજમાવેલા છે, એટલું જ નહિ પણ પ્રસંગ આવ્યે પોતાની જાત પર પણ એ જ ઉપાયો અજમાવેલા છે. મેં કે મારી સલાહ માગનારે પણ જ્યારેજ્યારે આ ઉપાયો અજમાવ્યા છે ત્યારે ત્યારે તે તે રોગમાં ફાયદો થતો અનુભવ્યો છે. એટલે આ પુસ્તકના ઉપાયો અનુભવસિદ્ધ પણ છે.

વળી આ ઉપાયો શાસ્ત્રોક્ત અને અનુભવસિદ્ધ હોવા ઉપરાંત સલામતીભરેલા છે. બીજા દેશની આરોગ્યવિદ્યાના કેટલાક ઉપાયો ફાયદા કરતાં નુકસાન વધારે કરે છે, પણ આ પુસ્તકમાં બતાવેલા ઉપાયો નુકસાન કરે એવા નથી. ઈ. સ. ૧૯૨૨ના અરસામાં મારો મેલેરિયા તાવ મટાડવા દાક્તરે મને પુષ્કળ ક્વિનાઈન ખવડાવેલું

તેથી હું આખું વર્ષ ગડગૂમડથી હેરાન થયો હતો. આજ અનેક માણુસો નાકનું હાડકું ભંગાવે છે તેથી તાત્કાલિક રાહત લાગતી હશે, પણ તેથી નાકનો કુદરતી માર્ગ પહોળો થઈ જવાથી જોઈએ તે કરતાં વધારે શ્વાસ ફેફસાંમાં જવાથી ફેફસાંને કાયમનું નુકસાન થાય છે અને દમ વગેરે રોગ નવા પેદા થાય છે એ નફામાં. આયુર્વેદના ઉપાયો સલામતીભર્યાં છે. નફો લેવા જતાં નુકસાન ન થઈ બેસે એ બાબતની આયુર્વેદમાં બહુ સંભાળ રાખેલી છે.

અણુઉતાર મુદતિયો તાવ આવ્યા પહેલાં શરીર ભરાવદાર હોય, પણ તાવ ઊતર્યાં પછી શરીર પાછું અસલ જેવું ભરાયું જ ન હોય અને નફામાં બીજા રોગ ઊભા થયા હોય, એવા કેટલા યે કિસ્સાઓ આપણે જોઈ શકીએ છીએ. ઇન્જેકશન લીધા પછી પાકી ગયાના અને લકવો થઈ ગયાના કિસ્સા પણ ઠીકઠીક દેખાય છે. ફીવર(તાવ)માંથી લીવર(કાળજું)ના કેસો પણ ઘણા થાય છે. સાદા તાવમાંથી અણુ-ઉતાર મુદતિયો તાવ, ન્યુમોનિયા, મેનિન્જાઇટિસ વગેરે અનર્થની પરંપરા ઊભી થતી જોવામાં આવે છે. નવા તાવમાં દૂધ પાયા કરવાથી બાળકોને અને મોટાઓને પણ તણાઈ જતા જોઈએ છીએ. મરડામાં અફીણ જેવી ઝાડો રોકનાર દવા અપાયાથી ગોળો, ગાંઠ, સોજા વગેરે ભયંકર દરદો તરફ દરદી ધકેલાય છે. આવા ઘણા દાખલા આપી શકાય એમ છે.

પ્રથમ મુશ્કેલી તો રોગ પારખવાની છે. જે રોગ દરદીને થતાં લક્ષણોપરથી ઓળખી શકાય, તેને ઓળખવા માટે અનેક સાધનોની જાળ પાથરવાનો દ્રાવિડી પ્રાણાયામ કરવામાં આવે છે; છતાં રોગ ઘણુંખરું પરખાતો નથી. ઘણીવાર તો રોગ નક્કી થયા વિના જ અડસટ્ટે દવા કરવામાં આવે છે. આટઆટલાં સાધનો છતાં ખરો રોગ પારખી શકાતો નથી, ત્યારે પણ કોઈ વિચારતું નથી કે ખામી કયાં છે?

મારા એક પડોશીને અમદાવાદના એક અતિવિખ્યાત મનાતા

દાક્તરે કહ્યું કે તમને કીડનીનું દરદ છે. હું એમને પડોશીને દાવે જોવા ગયો ત્યારે મેં જોયું કે દરદને અને કીડનીને કંઈ સંબંધ જ નહોતો. તેથી મેં વિચારીને કહ્યું કે ભાઈ, તમને મરડો છે તેથી દુખે છે. સૂંઠ, હીમજ અને પથ્ય ખોરાક લેવાથી એ ભાઈને તદ્દન મટી ગયું.

એક વિદ્યાર્થીને શરદઋતુમાં મેલેરિયા તાવ આવ્યો. દાક્તરોની દવા કરી પણ તાવ મટ્યો નહિ. ઊલટું પેટ ફૂલતું ગયું અને લાકડા જેવું કઠણ થતું ગયું. છેવટે અમદાવાદના એક દવાખાનામાં તે દાખલ થયો. ત્યાં પેટનું દરદ પરખાયું નહિ એટલે દવાખાનાને અંગે ચાલતા મેગેઝિન( છાપા )માં એની છબી મૂકી અને કોઈ એનો રોગ પારખી આપે તો સારું એવી વિનતિ કરવામાં આવી. દરદીએ કંટાળીને રોગ મટ્યા વિના જ દવાખાનું છોડયું. તાવમાં ખાવાપીવાથી એનું કાળજું (લીવર) અને બરલ (સ્પ્લીન) વધી ગયાં હતાં અને પાણીની રસોળી (સીસ્ટ) થઈ હતી. આદું, હીમજ અને પથ્ય ખોરાકથી તાવ ગયો અને લીવર–બરલ મૂળ હતાં એવાં થઈ ગયાં અને રસોળી પણ મટી ગઈ. દવાખાનામાં સાધનોની ખોટ નહોતી છતાં દાક્તરો રોગ ન ઓળખી શક્યા!

અમદાવાદમાં એક શેઠનાં પત્નીને જળંધર થયું. પાણી કાઢેકાઢે ને પાછું ભરાય. એ બહેન દુઃખથી કંટાળી ગયાં. પોતાના કુટુંબના દાક્તર( Family Doctor )ને કહ્યું કે હવે મરું તો ભલે મરું, પણ જીવું ત્યાંસુધી પાછું પાણી ન ભરાય એવું કરો. એમને હોસ્પિતાલમાં લઈ ગયા. ત્યાં દાક્તરોએ પેટ ચીર્યું. એકે કહ્યું કે બરલ કાપવી પડશે. બીજાએ કહ્યું કે બરલ કાપ્યા પછી દરદી જીવશે ખરાં? એટલે કુટુંબના દાક્તરે કહ્યું કે દરદીને હવે જીવવાનો આગ્રહ નથી. પણ બરલ કાપ્યા પછી જીવે ત્યાંસુધી પેટમાં પાણી નહિ ભરાય એવી ખાતરી આપશો? કોઈએ એવી ખાતરી આપી નહિ. તેથી પેટે પાછા ટાંકા દઈ દીધા અને દરદીને ઘેર

લાવ્યા. પછી પાણી ભરાવા માંડયું અને ટાંકા તૂટવા માંડ્યા. એટલામાં દરદીના સગાને કોઈએ વૈદ્યરાજ પ્રભાશંકર ગઢડાવાળાનું નામ સૂચવ્યું. વૈદ્યરાજ ગયા. કુટુંબના દાક્તરને પેટમાં પાણી શી રીતે ભરાય છે તે સમજાવ્યું. શું કરવાથી ભરાયેલું પાણી ઓછું થતું જાય અને નવું ભરાતું અટકે તે સમજાવ્યું. દાક્તર ખુશી થયા. વૈદ્યરાજની સૂચના પ્રમાણે ચાલવાથી જળંધર મટયું.

એક વાર્તા છે કે એક માંદી સ્ત્રીના શરીરપરથી માંખો ઉડાડવા એક નોકરને બેસાર્યો. દરદીની છાતી પર માંખ બેઠી કે તરત નોકરે છાતી પર ધોકો માર્યો, તેથી માંખ તો ઊડી ગઈ પણ સાથે દરદીનો જીવ પણ ગયો! આમ રોગના ઉપાય કરવામાં પણ દરદીનું શું થશે તેનો કેટલીકવાર બહુ વિચાર કરવામાં આવતો નથી. ઘણીવાર દરદી ઉપર એ નોકર જેવા ઉપાય અજમાવવામાં આવે છે.

મારા એક સ્નેહીનાં ત્રણ છોકરાંને એકસાથે અણુઉતાર તાવ આવ્યો. દાક્તરે ક્વિનાઈન આપ્યા કર્યું. તાવ અમુક અઠવાડિયે ઊતર્યો પણ તાવ ઊતર્યા પછી કેટલેક વખતે ત્રણે બાળકોને સખત કોહવાટ થયો. ક્વિનાઈનની ગરમીનું આ પરિણામ હતું. દાક્તરે કોહની દવા શરૂ કરી. એ છોકરાંને લાંબે ગાળે કોહ મટ્યો પણ એક છોકરી તો કોહથી મરી ગઈ!

અમદાવાદમાં ખાડિયામાં એક દરદીને તાવમાં ક્વિનાઈન આપ્યા કરવાથી તાવ ઊતર્યા પછી માથામાં સતત સણકા ચાલુ થયા. પછી કેટલેક વખતે દાક્તરની દવા શરૂ કરી. દાક્તરો સણકાનું કારણ સમજી શકયા નહિ તેથી સણકા મટાડી શકયા નહિ. એટલે એક વિખ્યાત મનાતા દાક્તરે સલાહ આપી, કે તમારે અમેરિકા જવું પડશે. દરમિયાન કોઈએ વૈદ્યરાજ પ્રભાશંકર ગઢડાવાળાને દેખાડી જોવાની સલાહ આપી. વૈદ્યરાજે, વાપરેલા પોસ્ટકાર્ડની અણીદાર ભૂંગળી બનાવી નસકોરામાં યોગ્ય જગાએ અણી ગોઠવી સુક્કી મારી પુષ્કળ સડેલું લોહી કાઢ્યું અને દરદીને ૭૫ ટકા

રાહત તો તે જ વખતે થઈ, પછી દવા કરવાથી એને પૂરો આરામ થયો.

જો રોગ પરખાય અને ઉપાય લાગુ પડી જાય તો પથ્યાપથ્યના સાચા ખ્યાલને અભાવે પણ દરદીઓ ખૂબ રગડાય છે.

એક વહોરા સજ્જનના પગનો અંગૂઠો પાક્યો. એમને ખાનગી દવાખાનામાં દાખલ કરાવ્યા. ત્યાં તો ખાવાપીવાની સંપૂર્ણ છૂટ હતી. અંગૂઠો તો ન રુઝાયો પણ ઠેઠ ઢીંચણ સુધી કર્દમ વિસર્પ ( Moist gangrene ) થઈ ગયો અને અંતે દરદી મરી ગયો.

અમદાવાદની એક સાર્વજનિક ઇસ્પિતાલમાં મારા એક સ્નેહીને દાખલ કરાવ્યા. એમને તાવ આશરે ૯૮.૪ થયો એટલે દવાખાનાનો ચાલુ ખોરાક લેવાની છૂટ મળી. ખોરાક લેવા માંડ્યો અને દરદી એકદમ ઠંડો ને બેભાન થઈ ગયો. દાક્તરો ગભરાયા. દરદીના મરણ પહેલાં જે તૈયારીઓ થાય તે થવા માંડી. સાથેસાથે ઇન્જેક્શન માર્યું. બપોરથી બેભાન બનેલા દરદીને પરોઢમાં ચાર વાગે તાવ ચઢ્યો. મારી સૂચનાથી એમણે ઇસ્પિતાલનો ખોરાક ન લીધો. તાવ ઊતર્યા પછી 'માંદગીમાં ઉપવાસ' નામની પુસ્તિકામાં આપેલા ક્રમથી ખોરાક લેવા માંડ્યો અને એ બચી ગયો.

એ જ અરસામાં બરાબર એવો જ કિસ્સો એક ખ્રિસ્તી છોકરાની બાબતમાં એમની સામેની હારના ખાટલામાં બન્યો. તાવ ઊતર્યો પછી એકદમ રોજનો ચાલુ ખોરાક લેવાથી એ પણ મરણને આરે પહોંચ્યો. એની આસપાસ ખ્રિસ્તીધર્મના પાદરીઓ પાઠ કરવા બેસી ગયા. પણ પાછો તાવ ચઢી આવ્યો અને તાવ ઊતર્યો પછી મારી સૂચનાથી એણે યોગ્ય ક્રમમાં માપસર ખોરાક લીધો અને એ બચી ગયો.

દાક્તરી વિદ્યાનાં અનેક સાધનો અને શોધો છતાં આવું રોજરોજ થતું જોવામાં આવે છે.

હમણાં બાળકોને થતા લકવા( Infantile paralysis ) માટે ઝુમરાણ મચાવવામાં આવે છે. એ માટે હૉસ્પિતાલો કાઢવા પાછળ લાખો રૂપિયા ખરચાય છે; છતાં બાળકોમાં લકવાનું પ્રમાણ કેમ વધતું જાય છે તેનો વિચાર કરવાની જરૂર કોઈને જણાતી નથી, એ આ જમાનાનું મોટું આશ્ચર્ય છે. ૧૯૪૮ના માર્ચ મહિનાના અરસામાં મેં એવા બે કિસ્સા જોયા છે કે જેમાં બાળકોને ખોટી જગાએ ઇંજેક્શન વાગવાથી લકવો થઈ ગયો હતો. આ ઉપરાંત બાળકોનાં બીજાં દરદોમાં અવળી ચિકિત્સા થવાથી પણ પાછળથી બાળકોને લકવા થઈ જાય છે. એક રોગ પછી બીજો રોગ કેમ થાય છે તેનો વિચાર કરવા જેટલું આપણું મનન જ નથી. પરિણામે ચિકિત્સકોની ભૂલને લીધે દંડ તો દરદીને જ ભોગવવો પડે છે.

ટી. બી.ની બાબતમાં પણ આવું જ બને છે. એનું સાચું કારણ સમજ્યા સિવાય કરવામાં આવતી અવળી ચિકિત્સાને લીધે એ રોગને ઘણીવાર ભયંકર બનાવી મૂકવામાં આવે છે.

આમ મૂળ રોગની અવળી ચિકિત્સાથી બીજા રોગ થાય, એ બીજા રોગની વળી અવળી ચિકિત્સા થાય અને તેથી વળી ત્રીજા રોગ થાય; એ આંધળા કૂંડાળામાંથી આપણે બહાર નહિ કૂદી પડીએ તો આપણે અવળી ઘાણીએ પિલાયા જ કરીશું.

ઉપવાસથી ભયંકર દરદો પણ સરળતાથી મટે છે એ વાત આયુર્વેદમાં બતાવી છે. તેની પ્રણાલિકા તૂટી જવાથી આપણા વૈદ્યો એનો આશરો લેવાનો પ્રયત્ન કરતા નથી. ખરી વાત તો એ છે કે વૈદ્યો તૈયાર કરવાની કોઈ શાસ્ત્રીય શાળા–કૉલેજ નથી. તેમ આપણા વૈદ્યો પણ મહાત્માજી કહેતા હતા તેમ પ્રમાદી ને આળસુ છે. આયુર્વેદના ગ્રંથોનું વાચન, મનન અને અનુશીલન કરવાની ફરજ તેઓ સમજતા થાય તો જનતાની તેઓ ભારે સેવા કરી શકે એમ છે.

આ બધું વાંચ્યા પછી આપણે સમજી શકીશું કે રોગ મટાડવા માટે પ્રથમ રોગનું ખરું નિદાન ( Diagnosis ) થવું જોઈએ, પછી ખરી ચિકિત્સા (ઉપાય) થવી જોઈએ અને પછી ચિકિત્સાને અંગે શાસ્ત્રોક્ત પરેજ પળાવી જોઈએ. આટલું થાય તો રગડાવું ન પડે. રોગ શાથી થયો છે તેની જેને સાચી સમજણ હોય, તે જ સાચી ચિકિત્સા કરી શકે અને સાચી પરેજ દેખાડી શકે.

ગમે તે રોગ હોય તોપણ સૌથી પહેલાં એ સામ છે કે નિરામ તેનો નિર્ણય કરી લેવો જોઈએ. જો રોગ સામ હોય તો આળસ આવે છે, સુસ્તી (ઘેન) રહે છે, હૃદયમાં આમવાળો અશુદ્ધ રસ આવવાથી હૃદયના થડકારા વધી જાય છે; વાત, પિત્ત અને કફ નીકળવા જોઈએ તેટલા પ્રમાણમાં નીકળતાં નથી; ઝાડો, પેશાબ તથા વાછૂટ બહુ જ થાય છે કે તદ્દન બંધ થઈ જાય છે, પેઢું ભારે થઈ જાય છે, ખાવુંપીવું ભાવતું નથી અને શરીર સજ્જડ થઈ જાય છે.

જો રોગ સામ હોય તો નિરામ થતા સુધી ઉપવાસ કરવા. પછી જે ખોરાક રોગ માટે પથ્ય હોય તેનું નીતર્યું ઓસામણ વગેરે ક્રમથી માફકસર આગળ વધવું. ઉપવાસ છોડ્યા પછી બેચાર દિવસ માપસર અને માફકસર ખોરાક પેટમાં જાય, ત્યારપછી દવાનો સમય શરૂ થાય છે.

વાગ્ભટના અષ્ટાંગહૃદયના ચિકિત્સાસ્થાનના પહેલા અધ્યાયમાં જે તાવ (જ્વર) વિષે લખ્યું છે, તે બધા રોગની સામ અવસ્થાને લાગુ પડે છે. 'જ્વર' એ 'રોગ'નો પર્યાય શબ્દ છે.

**रोगः पाप्मा ज्वरो व्याधिर्विकारो दुःखमामयः ।**
**यक्ष्मातङ्कगदाबाधाः शब्दाः पर्यायवाचिनः ॥ १ ॥**

( અષ્ટાંગહૃદય, નિદાનસ્થાન, અધ્યાય ૧, શ્લોક ૧ )

**आमेन भस्मेनेवाग्नौ छन्नेऽन्नं न विपच्यते ।**
**तस्मादादोषपचनाज्ज्वरितानुपवासयेत् ॥ १० ॥**

અર્થાત્ જેમ દેવતા પર રાખ વળી (છવાઈ) જાય, ત્યારે

અનાજ રંધાતું (પાકતું) નથી તેમ 'આમ'થી જઠરાગ્નિ છવાઈ જાય છે ત્યારે પણ અન્નરસ પચતો નથી. માટે જ્યાંસુધી દોષ પાકે નહિ એટલે જ્યાંસુધી દોષમાંનો આમ પાકી ન જાય ત્યાંસુધી તાવવાળાને નકોરડા ઉપવાસ કરાવવા.

**(त्यजेत्) स्नानाभ्यङ्गप्रदेहांश्च परिशेषं च लङ्घनम्। १७।**

અર્થાત્ (તાવમાં) નાહવું નહિ, તેલ ચોળવું નહિ, લેપ કરવા નહિ અને ઉપવાસ સિવાયનાં બીજાં નવ પ્રકારનાં લંઘન કરવાં નહિ. એટલે ઝાડા કરાવવાની, ઊલટી કરાવવાની, એનિમા આપવાની વગેરેની પણ મનાઈ કરવામાં આવી છે.

**अजीर्ण इव शूलघ्नं सामे तीव्ररुजि ज्वरे।**
**न पिबेदौषधं तद्धि भूय एवाममाहरेत्॥ १८॥**

અર્થાત્ જેમ અજીર્ણ સામ હોય ત્યારે ગમે તેટલી તીવ્ર પીડા થતી હોય, તોપણ શૂળ મટાડે એવી દવા ન પીવી જોઈએ, તેમ તાવ સામ હોય ત્યારે ગમે તેટલી પીડા થતી હોય છતાં પણ દવા ન પીવી જોઈએ; કારણકે દવા આમમાં વધારો કરે છે.

**नवज्वरे मलस्तम्भात् कषायो विषमज्वरम्।**
**कुरुतेऽरुचिहृल्लासहिध्माध्मानादिकानपि॥ ४१॥**

અર્થાત્ નવા (તરુણ) તાવમાં કષાય (ક્વાથ) દોષોનું સ્તંભન કરે છે, તેથી વિષમજ્વર (મેલેરિયા), અરુચિ, ઊબકા, હેડકી, આફરો વગેરે રોગ થાય છે.

**पाययेद्दोषहरणं मोहादामज्वरे तु यः।**
**प्रसुप्तं कृष्णसर्पं स कराग्रेण परामृशेत्॥ १०३॥**

અર્થાત્ (પણ) જે આમજ્વરમાં (તાવની સામ અવસ્થામાં) વાત, પિત્ત અને કફરૂપી દોષોને બહાર કાઢવાની દવા પાય છે, તે ભરઊંઘમાં પડેલા કાળીનાગને આંગળીથી છંછેડે છે. (આ રીતે તાવની સામ અવસ્થામાં ઊલટી કરાવવાની, જુલાબ આપવાની કે એનિમા આપવાની સાફ મનાઈ કરવામાં આવી છે; માટેજ ટીકાકાર

લખે છે: 'आमज्वरे शोधनं निषेधयति।' એટલે આમજ્વરમાં શોધનની મનાઈ કરે છે.)

જે તાવની સામ અવસ્થામાં કરવાનું છે તે જ બીજા રોગો સામ હોય ત્યાંસુધી કરવું જોઈએ. માટે રોગ નિરામ થયા પછી પાચન, દીપન, શોધન વગેરે ઔષધો યોગ્ય ક્રમમાં શરૂ કરવાં.

દવા આપવાનો સમય આવે ત્યારે દવાનો ક્રમ નીચે પ્રમાણે છે:

**प्राक् पाचनं स्नेहविधिस्ततश्च स्वेदस्त : स्याद्वमनं विरेकः ।**
**निरूहणान्वासनबस्तिकर्म नस्यं क्रमश्चेति भिषग्वराणाम् ॥**

**અર્થાત્** પહેલું પાચન, પછી સ્નેહન, શેક, ઊલટીઓ કરાવવી, જુલાબ આપવા, નિરૂહ, અનુવાસન બસ્તિ, છેલ્લું નસ્ય: એ ઉત્તમ વૈદ્યોનો ક્રમ છે.

હરડે (હીમજ) પાચન, દીપન છે. વળી તે અનુલોમિની હોવાથી ઊલટીઓ કરાવી કોપેલા કફને બહાર કાઢી શકે છે, જુલાબ કરાવી કોપેલા પિત્તને બહાર કાઢી શકે છે અને વાછૂટ દ્વારા કોપેલા વાયુને પણ બહાર કાઢી શકે છે. આમ એક હીમજનું સેવન પાચન, વમન, વિરેચન અને બસ્તિની ગરજ સારે છે. તેથી ઘણાખરા રોગોમાં હીમજનું સેવન યોગ્ય સમયે કરવાનું લખ્યું છે.

રોગ મટાડવાનું ખરું સાધન દવા નહિ પણ પરેજ છે. આયુર્વેદ તો કહેતાં કદી થાકતો જ નથી કે પરેજ પાળનારને વગરદવાએ રોગ મટી શકે છે અને પરેજ ન પાળનારને સેંકડો દવાઓ પીવા છતાં રોગ મટતો નથી.

**विनाऽपि भेषजं व्याधिः पथ्यादेव निवर्तते ।**
**न तु पथ्यविहीनस्य भेषजानां शतैरपि ॥**

પણ આ પરેજ શાસ્ત્રોક્ત હોવી જોઈએ. વૈદ્યડાક્તરોએ ગાંઠની ઉપજાવી કાઢેલી પરેજ કામ ન લાગે. કવિ વિશ્વનાથના **पथ्यापथ्यम्** નામના પુસ્તકમાં દરેક રોગ પર શું પથ્ય છે અને શું અપથ્ય છે તે વિગતવાર આપ્યું છે.

રોગમાં દવા લેતી વખતે નીચેની બાબતોનો ખ્યાલ રાખવો જોઈએ. આ પુસ્તકમાં જે માપ આપ્યાં છે તે ઉંમરલાયક માણસોને માટે છે. તેથી બાળકો તથા બહુ ઘરડા માણસોને દવા ઓછી આપવી.

**मात्राया नास्त्यवस्थानं, दोषमग्निं वलं वयः ।**
**व्याधिं द्रव्यं च कोष्ठं च वीक्ष्य मात्रां प्रयोजयेत् ॥**

અર્થાત્ માપ એકસરખું હોઈ શકે નહિ. (માટે) કયા દોષને લીધે રોગ થયો છે, દરદીનો જઠરાગ્નિ કેવો છે, રોગનું અને રોગીનું બળ કેવું છે, રોગની અને રોગીની ઉંમર કેટલી છે, રોગ શો છે, દવા પોતે કેવી છે અને રોગીનો કોઠો કેવો છે; એ બધી બાબતોનો વિચાર કરી દવાનું માપ નક્કી કરવું જોઈએ.

રોગ નરમ પડે કે દેખાતો બંધ થાય એટલે આપણે દવા અને પરેજ છોડી દઈએ છીએ તે બરાબર નથી. જે દવા અને પરેજથી આપણને રોજરોજ ફાયદો થતો જાય, તે દવા અને પરેજ આપણે તદ્દન રોગમુક્ત બની ફરી પાછા બળવાન થઈએ નહિ, ત્યાંસુધી ચાલુ રાખવાં જોઈએ. નહિ તો ઊથલો ખાવાનો કે બીજા ઉપદ્રવો ઊભા થવાનો પૂરો સંભવ છે. કોપેલા દોષો શાંત થાય એટલે રોગ મટ્યો હોય એમ લાગે છે, પણ પરેજ છોડીને વળી આપણે એ દોષો ફરી કોપાવીએ અને શરીરનું શોધન ન કરી શાંત થયેલા દોષોને ફરી પાછા લીલા થઈ કોપવાની તક આપીએ, તો રોગ ઊથલો ખાય એ સ્વાભાવિક છે.

**पक्कोऽपि हि विकुर्वीत दोषः कोष्ठे कृतास्पदः ।**

અર્થાત્ પાકી ગયેલો દોષ પણ જો કોઠામાં પડ્યો રહે તો તે વિકાર ઉત્પન્ન કરે છે.

વળી રોગ થાય કે તરત જ સાચા ઉપાય કરવા માંડવા અને શાસ્ત્રોક્ત પરેજ પાળવી. નહિ તો રોગ શરીરમાં ઘર કરી રહેશે અને એવો રૂઢ (જૂનો) થઈ ગયેલો રોગ મહામહેનતે મટશે અને કેટલીકવાર તો મટશે પણ નહિ. અર્બુદ (કેન્સર) જેવા કેટલાક રોગ

સ્વભાવે અસાધ્ય હોય છે, તેથી સાચા ઉપાય કરવાથી રાહત રહે પણ કાયમ માટે મટી શકે નહિ. ઘણા રોગો સ્વભાવે સુસાધ્ય એટલે સહેલાઈથી મટી શકે એવા હોય છે. તેમને આપણે ખોટા ઉપાય, કુપથ્ય કે રોગ તરફ બેપરવાઈ રાખીને કષ્ટસાધ્ય એટલે મુશ્કેલીથી મટે એવા બનાવી દઈએ છીએ, કેટલીકવાર તો તેમને અસાધ્ય પણ બનાવી મૂકીએ છીએ; માટે રોગ થાય કે તરત આયુર્વેદ પ્રમાણે ઉપાય કરવા માંડવા. રોગ એક વરસનો થાય એટલે અસાધ્ય થઈ જાય છે. માટે દવા કરતી વખતે પણ બુદ્ધિનાં બારણાં ખુલ્લાં રાખવાં અને ઉત્તરોત્તર ફાયદો થતો ન લાગે તો લીધેલો ખોટો રસ્તો છોડી ખરે રસ્તે જવાની હિંમત કરવી.

આ પુસ્તકમાં રોજના અનુભવના જુદાજુદા રોગોના ઉપાય આપ્યા છે. રોગ વાયુથી થયો હોય, પિત્તથી થયો હોય, કફથી થયો હોય, બે દોષ( દ્વંદ્વ, સંસર્ગ )થી થયો હોય કે ત્રણે દોષ( ત્રિદોષ )થી થયો હોય તોપણ લાગુ પડે એવા સામાન્ય ઉપાય આપ્યા છે.

ઘણીવાર એક કરતાં વધારે રોગ એકસાથે થયેલા દેખાય છે. આને વ્યાધિસંકર કહેવામાં આવે છે. આવી સ્થિતિમાં કેટલીકવાર એવું બને છે કે એકસાથે થયેલા રોગોના ઉપાય પરસ્પર વિરુદ્ધ હોવાથી એક રોગ મટાડવા જતાં બીજો વધે છે. દાખલા તરીકે કોઈને તાવ અને ઝાડાના રોગ સાથે થયેલા જણાય, ત્યારે દવાથી તાવ મટાડવા જતાં ઝાડા વધી જાય છે અને ઝાડા મટાડવા ( રોકવા ) જતાં તાવ વધી જાય છે. કોઈ બહેનને દમ અને લોહીવા એકસાથે થયાં હોય ત્યારે લોહીવા મટાડવા ઠંડા ઉપચાર કરવા જતાં દમ વધી જાય છે અને દમ મટાડવા ગરમ ઉપાય કરવા જતાં લોહીવા વધી પડે છે.

આવી સ્થિતિમાં–વ્યાધિસંકરમાં શું કરવું તે બાબતમાં મૂંઝવણ ન થાય તે માટે નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે:

સામાન્ય રીતે ઉપવાસ એ ઘણાખરા રોગો માટે રામબાણ ઉપાય છે. તેથી જે રોગમાં ઉપવાસની મના ન હોય તેવા રોગ

એકસાથે થાય તો ઉપવાસથી એ બધા રોગોમાં ફાયદો થાય છે. ઉપવાસની ચાવી ઘણાખરા રોગોને લાગુ પડી જાય છે.

આયુર્વેદમાં એક રોગ માટે અનેક દવાઓ લખી છે. એટલે ઉપવાસ પછી દવા આપવાનો સમય આવે ત્યારે એમાંથી એવી દવા પસંદ કરવી કે જે સાથે થયેલા બીજા રોગને પણ લાગુ પડે. આને માટે વનસ્પતિના ગુણદોષનું જ્ઞાન જરૂરી છે. એટલે સામાન્ય માણસ આટલો સૂક્ષ્મ વિચાર કરી શકે નહિ, પણ ઉપવાસયોગ્ય રોગો સાથે થાય ત્યારે ઉપવાસ તો જરૂર કરી શકે. ઉપવાસથી દોષો શાંત થાય અને રોગ મટે પછી યોગ્ય શોધન કરી પાકેલા દોષો શરીરની બહાર કાઢવાથી અને સાથે થયેલા રોગો માટેની સામાન્ય પરેજ પાળવાથી બધા રોગો મટી જશે.

વળી સાથે થયેલા જણાતા બે રોગના ઉપાય પરસ્પર વિરુદ્ધ હોય ત્યારે મૂળ રોગના ઉપાય પહેલા કરવા અને ઉપદ્રવના ઉપાય પછી કરવા. સામાન્ય રીતે મૂળ રોગ મટતાં ઉપદ્રવો આપોઆપ મટી જાય છે, પણ જ્યારે ઉપદ્રવ ઉગ્ર સ્વરૂપ પકડે અને ઉપદ્રવને લીધે જિંદગી જોખમમાં આવી પડતી જણાય ત્યારે પહેલાં ઉપદ્રવના ઉપાય કરવા જોઈએ. આ બધું છતાં ઉપવાસ ઘણાખરા રોગોનો રામબાણ ઇલાજ છે એ યાદ રાખવું જરૂરી છે.

આ પુસ્તકનો ઉપયોગ સુગમતાથી કરી શકાય એ માટે (સામાન્ય) 'અનુક્રમ', 'અકારાદિ અનુક્રમ', 'પૂરવણી' અને 'અગત્યની સૂચનાઓ' આ પછીનાં પાનાંમાં આપવામાં આવી છે; તે તરફ વાંચકબંધુઓનું ખાસ ધ્યાન દોરવામાં આવે છે.

અંતમાં આ પુસ્તક લોકોને પોતાનું ગુમાવેલું આરોગ્ય પાછું મેળવવામાં ઉપયોગી થઈ પડે એવું ઇચ્છું છું.

અમદાવાદ
સં. ૨૦૦૫, પોષ સુદ ૧

વિજયશંકર ધનશંકર મુનશી

# અનુક્રમ

# અકારાદિ સૂચિ

# પૂરવણી

આ પુસ્તકમાં નીચેનાં કેટલાંક ઔષધો તથા બીજી કેટલીક જાણવા જેવી બાબતો કે જે પ્રકરણોમાં પેટા બાબતો તરીકે આવી જવા છતાં અનુક્રમમાં આવી શકી નથી, તે સૌ આ પૂરવણીમાં આપવામાં આવી છે.

# અગત્યની સૂચનાઓ

**ક્વાથ (કાઢો) કરવાની રીત:** જે ઔષધોનો ક્વાથ કરવાનો હોય તે ઔષધો સરવાળે બે તોલા લેવાં. એ ઔષધોને અધકચરાં ખાંડવાં, લોટ જેવાં ઝીણાં થઈ જાય એવી રીતે ખાંડવાં નહિ. જે ઔષધો ખાંડી શકાય એવાં ન હોય તેમના ઝીણા કકડા કરવા. એ બધાં ઔષધો સરખે ભાગે આવે એવી રીતે એ ભૂકામાંથી બે તોલા ભૂકો લેવો. એ ભૂકો એક શેર પાણીમાં નાખી નવટાંક પાણી બાકી રહે ત્યાંસુધી દેવતા પર ઉકાળવો. દેવતાપરથી ઉતારી લઈ વસ્ત્રથી પાણી ગાળી લઈ કૂચા અલગ રહેવા દેવા. ગાળેલું પાણી પીવા જેવું ઠંડું પડે એટલે પીવું. વધેલા કૂચાને પાછા સાંજે એક શેર પાણીમાં નવટાંક પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળવા. પાણી વસ્ત્રથી ગાળી લઈ કૂચા ફેંકી દેવા. ગાળેલું પાણી પીવા જેવું ઠંડું પડે એટલે પીવું. આમ ક્વાથ સવારસાંજ દિવસમાં બેવાર પીવો. ક્વાથ ધીમે તાપે તૈયાર કરવો અને ક્વાથનું વાસણ ક્વાથ કરતી વખતે ખુલ્લું રાખવું. અંદર કચરો કે કંઈ પડે નહિ તેની સંભાળ રાખવી.

**સ્વરસ કાઢવાની રીત:** (૧) લીલાં ઔષધોને બારીક વાટવાં અથવા ખાંડવાં. પછી એમાંથી રસ નીચોવી કાઢવો. આવી રીતે કાઢેલો સ્વરસ દર ટંકે બે તોલા લેવો.

(૨) લીલાં ઔષધને અભાવે સૂકાં ઔષધને અધકચરાં ખાંડી. ઔષધથી આઠગણા પાણીમાં નાખી. મૂળ પાણીનો ચોથો ભાગ બાકી રહે ત્યાંસુધી ઉકાળી ઉતારી લીધા પછી જે ગાળેલું પાણી બાકી રહે તેને પણ સ્વરસ કહેવામાં આવે છે. આવી રીતે તૈયાર કરેલો સ્વરસ દર ટંકે ચાર તોલા લેવો.

**કલ્ક (ચટણી, લૂગદી) કરવાની રીત:** લીલા ઔષધને પથ્થર પર પથ્થરવડે ખૂબ ઝીણું લસોટવું. સૂકું ઔષધ હોય તો એના ઝીણા કકડા કરી, જરૂરજોગું પાણી નાખતાં જઈ લસોટવું. કલ્કનું માપ દર ટંકે એક તોલો છે.

**ચૂર્ણ (ચૂરણ) કરવાની રીત:** તદ્દન સૂકા ઔષધને લોટ જેવું ઝીણું ખાંડી કે દળીને લૂગડાથી ચાળવું. એ વસ્ત્રગાળ ભૂકાને ચૂર્ણ કહેવામાં આવે છે. ચૂર્ણનું માપ દર ટંકે એક તોલો છે.

**ગોળી કરવાની રીત:** જે ઔષધોની ગોળી કરવી હોય તે ઔષધોનું પહેલું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી જો ગોળી સાકરમાં વાળવાની હોય તો સાકરનું ચૂર્ણ ઔષધોના ચૂર્ણથી ચારગણું લેવું. જો ગોળી ગોળમાં વાળવાની હોય તો ગોળ ઔષધોના ચૂર્ણથી બમણો લેવો. જો ગોળી ગૂગળ કે મધમાં વાળવાની હોય તો સાફ કરેલો ગૂગળ કે મધ ઔષધોના ચૂર્ણ જેટલા જ વજનમાં લેવાં. જો પ્રવાહી પદાર્થમાં ગોળી વાળવાની હોય તો પ્રવાહી પદાર્થ ઔષધોના ચૂર્ણથી બમણો લેવો. જે પદાર્થ સાથે ગોળી વાળવાની હોય તેમાં ગોળીનાં ઔષધોનું વસ્ત્રગાળ ચૂર્ણ બરાબર ભેળવી દઈ ગોળીઓ વાળવી. દર ટંકે એક તોલા સુધી ગોળી લઈ શકાય.

**ઘી કે તેલ તૈયાર કરવાની રીત:** જો ઔષધોથી ઘી કે તેલ સિદ્ધ કરવાનું હોય તો ઔષધોનો કલ્ક કરવો. પછી કલ્ક એક ભાગ, કલ્કથી ચારગણું ઘી કે તેલ અને ઘી કે તેલથી ચારગણું પાણી લેવું. એ બધું ભેગું કરી ધીમે તાપે ઉકાળવું. ઊકળતાં–ઊકળતાં જ્યારે પાણી તદ્દન બળી જાય પણ ઘી કે તેલ બધું બાકી રહે ત્યારે તે ગાળી લેવું. આને સિદ્ધઘૃત કે સિદ્ધતેલ કહેવામાં આવે છે. સિદ્ધઘૃત કે સિદ્ધતેલ દર ટંકે એક તોલો લેવું. ઘી ગાયનું અને તેલ તલનું વાપરવું.

ઉપર લખેલાં બધાં માપ નિર્વિષ દવાનાં છે તથા ૧૭થી ૭૦ વર્ષની ઉંમરના માણસો માટે છે. વળી એ તો સામાન્ય માપ છે. દરેક પ્રસંગે દરદીના દોષ (વાત, પિત્ત ને કફ), અગ્નિ (વિષમ, તીક્ષ્ણ ને મંદ), બળ, ઉંમર, રોગ. ઓસડનું દ્રવ્ય અને દરદીનો કોઠો (ક્રૂર, મધ્ય ને મૃદુ); એ બધી બાબતનો વિચાર કરી દવાનું માપ નક્કી કરવું જોઈએ.

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૭ | નિર | નિર્ |
| ૨૧ | ૧ | કૃતિ | કૃમિ |
| ૨૪ | ૧૧ | પુષ્કળ | **કમળામાં ઉપાય તથા ખોરાક:** પુષ્કળ |
| ૨૭ | ૧ | રાજ્યક્ષ્મા | રાજયક્ષ્મા |
| ૩૨ | ૧ | છર્દિ: | છર્દિ |
| ૩૫ | ૧૧ | વધે છે તેથી | વધે છે તેથી, |
| ૫૩ | ૫ | રેચમાં | રોગમાં |
| ૬૦ | ૫ | મધ અને | મધ તોલા ૨ અને |
| ૬૦ | ૫ | પાણી પાવાથી | પાણી રોજ બેવાર પાવાથી |
| ૯૧ | ૧૪ | ઉપરની | અંદરની |
| ૧૧૧ | ૧૦ | ખોરાક મુખ્યત્વે | ખોરાકમાં મુખ્યત્વે |

# ઘરઘરનો વૈદ્ય

## ૧ : જ્વર–તાવ (Fever)

**તાવ શી રીતે આવે છે:** આહાર અને વિહારના કુપથ્યથી કોપેલા દોષો (વાત, પિત્ત અને કફ) હોજરીમાં આવીને જઠરાગ્નિને પોતાના સ્થાનમાંથી બહાર કાઢી પોતે અન્નરસ સાથે મળી જઈ તાવ આણે છે.

આહારવિહારના કુપથ્યથી કોપેલા દોષો જ્યારે અગ્નિને હોલવે છે, ત્યારે જેમ પાણીથી હોલવાતા અગ્નિની ઝાળ (બાફ) ચારેબાજુએ ફેલાઈ જાય છે, તેમ આહારવિહારના કુપથ્યથી હોલવાતા જઠારાગ્નિની ઝાળ શરીરમાં ફેલાઈ જવાથી શરીર ગરમ થાય છે. આને તાવ કહે છે.

**પ્રકાર:** આયુર્વેદમાં તાવ ૨૫ પ્રકારના છે અને ૧૩ સન્નિપાતજ્વરોને એક જ પ્રકારના ન ગણતાં જુદા ગણીએ, તો ૩૭ પ્રકારના છે. પણ અહીં તો સર્વ પ્રકારના તાવમાં કામ આવે એવી સામાન્ય સમજણ અને ઉપાય લખ્યા છે, તેથી આપણે વ્યવહારુ દૃષ્ટિએ તાવના બે ભેદ ગણવા : **(૧) સામ**[૧] અને **(૨) નિરામ.**[૨]

---

૧ સામ=સ+આમ; ૨ નિરામ=નિર+આમ.

વળી બીજી દૃષ્ટિએ પણ તાવના મુખ્ય ચાર પ્રકાર પાડી શકાય છે. (૧) મુદતિયો (લાંબી મુદતે ઊતરે એવો), (૨) જીર્ણજ્વર (જેમાં કાળજું અને બરોળ વધી ગયાં હોય અને ઝીણો તાવ રહેતો હોય એવો), (૩) વિષમજ્વર (ચઢતો-ઊતરતો) તથા (૪) આગંતુક (વાગવું, કપાવું, દાઝવું, કામ, ક્રોધ, શોક, શાપ, વળગાડ વગેરે આગંતુક કારણોને લીધે આવેલો).

**(૧) મુદતિયા તાવના પ્રકાર અને મુદત:** કફજ્વર ૧૨ દિવસ રહે છે, પિત્તજ્વર ૧૦ દિવસ રહે છે, વાતજ્વર ૭ દિવસ રહે છે, વાતપિત્તનો જ્વર ૫ દિવસ રહે છે, કફપિત્તનો જ્વર ૧૧ દિવસ રહે છે અને વાતકફનો જ્વર ૯ દિવસ રહે છે. સન્નિપાતજ્વર એટલે ત્રણે દોષથી આવેલો જ્વર ૨૧ દિવસ રહે છે. આ બધી જાતના મુદતિયા તાવનો ઉપાય એકસરખો હોવાથી એ બધા તાવને જુદાજુદા ઓળખવાની સામાન્ય રીતે જરૂર પડતી નથી. તેથી એ દરેકનાં જુદાં લક્ષણો આપવાની જરૂર નથી.

**મુદતિયા તાવમાં ઉપવાસ:** મુદતિયા તાવમાં શરીરમાં તાવ હોય ત્યાંસુધી ઉપવાસ કરવા અને તાવ ઊતરે નહિ ત્યાંસુધી ઉકાળીને ઠંડા કરેલા પાણી સિવાય કંઈ લેવું નહિ.

**પીવાનું પાણી:** ઉપવાસ દરમ્યાન અને ઉપવાસ છૂટ્યા પછી પણ જ્વરની મધ્યમ અવસ્થા પૂરી થતા સુધી પાણી ઉકાળી, અડધોઅડધ બાળી નાખી, ઠંડું થયા પછી માટીના ઘડામાં ઠારીને પીવું. દિવસે પીવા માટેનું પાણી સવારે ઉકાળીને ઠારવું અને રાત્રે પીવા માટેનું પાણી સાંજે નવું ઉકાળીને ઠારવું. એકવાર ઉકાળીને ઠારેલા પાણીનો બીજીવાર ઉકાળવામાં કે બીજા કામમાં ઉપયોગ કરવો નહિ.

**પાણી કેટલું પીવું?** તાવ દરમિયાન જ્યારે તરસ લાગે, ત્યારે બે ઘૂંટડા પાણી પીવું. વધારે પાણી પી જવાથી પણ નુકસાન થાય છે.

ઉપવાસ દરમિયાન ઉપર કહેલા પાણી સિવાય કંઈ પણ ખાવુંપીવું નહિ. દવા પણ લેવી નહિ.

**કેવા ખંડમાં રહેવું?** તાવમાં દરદી ઉપર પવન ન આવે એવી રીતે તેની પથારીની ગોઠવણ રાખવી.

**ઉપવાસ ક્યારે છોડવા?** અણઉતાર એટલે મુદતિયા તાવમાં જ્યારે એક સવારથી બીજી સવાર સુધી એમ લાગટ ચોવીસ કલાક સુધી દરદીના શરીરની ગરમી ઉનાળામાં ૯૬°ની આસપાસ રહે અને શિયાળામાં ૯૭°ની આસપાસ રહે, ત્યારે જ ઉપવાસ છોડવા.

**રુગ્દાહ જ્વરમાં ઉપવાસ ન કરવા:** સન્નિપાતજ્વરના ૧૩ પ્રકાર છે. તેમાંથી રુગ્દાહ નામના સન્નિપાતજ્વરમાં લાંઘણ કરવી નહિ. બાકીના ૧૨ સન્નિપાતજ્વરમાં ૨૧ ઉપવાસ કરવા.

**રુગ્દાહ જ્વરનાં લક્ષણ:** પુષ્કળ બળતરા, પુષ્કળ તરસ, હાંફ, લવરી, ચક્કર-ફેર, અરુચિ, મોહ, બોચીમાં પીડા, ગળામાં દુખાવો, પેટમાં શૂળ, શરીરનું આકુળવ્યાકુળ થયા કરવું: આ સર્વ રુગ્દાહ સન્નિપાતજ્વરનાં લક્ષણો છે.

**સન્નિપાતજ્વરમાં લાંબા ઘેનમાંથી જગાડવાનો ઉપાય:** ઉપવાસ દરમિયાન કંઈ પણ દવા અપાય નહિ, પણ દરદી ઘણા ઘેનમાં પડ્યો રહે કે એવા બીજા પ્રસંગે જરૂર જણાય તો શરીરના માર્ગો સાફ રાખવા માટે ખાસ કરી સન્નિપાતજ્વરમાં નીચે પ્રમાણે નસ્ય, ગણ્ડૂષ, અંજન, શેક અને અવલેહ—એ પંચકર્મ કરી શકાય.

**નસ્ય:** કાળાં મરીનું તથા સિંધાલૂણનું વસ્ત્રગાળ ચૂર્ણ સમભાગે ભેગું કરી એમાંથી (ચાંદીની)બેઆનીભાર ($\frac{1}{8}$ તોલો) નસકોરામાં ફૂંકવું.

**ગણ્ડૂષ:** વડ, પીપળો, પારસપીપળો, ઉંબરો અને પીપર : એ

પાંચે ઝાડની છાલના ક્વાથ વડે મોંમાં કોગળા કરાવવા અથવા આદું ને સિંધાલૂણ ભેગાં કરી દાંતે ઘસી પાણી વડે કોગળા કરાવવા.

**અંજન:** વસ્ત્રગાળ કાળાં મરીના ચૂર્ણની લિંબુના રસમાં ગોળી વાળી, તે ઘસી આંગળી વડે આંખમાં આંજવું.

**અવલેહ:** કાયફળ ને પીપર એ બેનું ચૂર્ણ મધ સાથે ચટાડવાથી ઊલટી થાય છે અને હોજરીમાંનો કફ સાફ થઈ જાય છે.

**શેક:** શેક કોરો કરવો. શરીરને ભેજ અડકવો જોઈએ નહિ.

ઉપરનાં પંચકર્મમાંથી પહેલું અંજન, પછી નસ્ય અને પછી બીજાં કર્મ કરવાં. શેક ગમે ત્યારે કરી શકાય. આ પાંચ કર્મથી તાત્કાલિક કામચલાઉ લાભ થાય, પણ કાયમનો સાચો લાભ લંઘનથી જ થાય છે.

**તાવમાં ખાસ શું ન કરવું?** તાવ હોય ત્યાંસુધી વમનવિરેચન વગેરે શોધન ઔષધ પણ આપવાં નહિ. તાવ હોય ત્યાંસુધી માથે બરફ કે પાણીનાં પોતાં મૂકવાં નહિ, શરીરે લેપ કરવો નહિ, દાતણ કરાવવું નહિ કે ઊલ ઉતરાવવી નહિ. દરદીને નવડાવવો નહિ કે ભીના કપડાથી શરીરને લૂછવું પણ નહિ. દરદી પર પવન આવવા દેવો નહિ અને જરૂર પડે તો હાથપંખાનો પવન નાખવો.

**તાવની ત્રણ અવસ્થા: કઈ અવસ્થામાં શું કરવું?** અણઉતાર મુદતિયા તાવમાં જ્યાં સુધી તાવ જરા પણ હોય ત્યાં સુધી તાવની તરુણ અવસ્થા કહેવાય છે. તાવ ઊતર્યા પછી અને ઉપવાસ છૂટે ત્યારપછી પણ શરીરમાં તાવનાં ચિહ્ન, જેવાં કે પીળો પેશાબ આવવો વગેરે હોય છે, તેને તાવની મધ્યમ અવસ્થા કહે છે. આ મધ્યમ અવસ્થામાં પાચન અને દીપન ઔષધો તથા ક્રમસર અને પ્રમાણસર હલકો ખોરાક આપી શકાય છે. ખોરાકનો આ ક્રમ પૂરો થયા પછી તાવની પુરાણ અવસ્થા કહેવાય છે. તેમાં ધીમેધીમે બધો

ખોરાક લઈ શકાય છે.

અણુઉતાર તાવમાં તાવ તદ્દન ઊતરી ગયા પછી જ્વરની મધ્યમ અવસ્થામાં તથા પુરાણ અવસ્થામાં નીચેનું 'ગરમાળા પંચક' નામનું શોધન ઔષધ આપવું.

**ગરમાળા પંચક:** ગરમાળો, પીપરીમૂળ, કડુ, હરડે અને નાગરમોથ–આ પાંચે વસ્તુઓ સમભાગે લઈ, અધકચરી ખાંડી, એનો ક્વાથ દિવસમાં બેવાર બનાવીને સવારસાંજ પીવો.

**તરુણ અવસ્થાના ત્રણ પેટા વિભાગ:** તાવ શરૂ થાય ત્યારથી તે તદ્દન ઊતરી જાય ત્યાં સુધી તાવની તરુણ અવસ્થા કહેવાય છે. આ તરુણ અવસ્થાના વળી ત્રણ પેટા ભાગ છે: (૧) સામ, (૨) પચ્યમાન અને (૩) પક્વ.

સામ અવસ્થામાં દરદીને દરદનું બહુ ભાન થતું નથી અને તે મૂઢ જેવો પડ્યો રહે છે. પછી જ્યારે આમ પાકવા માંડે છે, ત્યારે તે પચ્યમાન અવસ્થા કહેવાય છે. એ દશામાં દોષોની અને ઉપદ્રવોની વૃદ્ધિ થતી હોય એવું લાગે છે, લક્ષણો વધારે ઉગ્ર બને છે. પછી જ્યારે આમવાળા દોષો પાકી જાય છે, ત્યારે તે પક્વ અવસ્થા કહેવાય છે; અને તે દશામાં તાવ ઊતરી જાય છે. જ્વરની પક્વ અવસ્થા પૂરી થાય, ત્યારે તાવ તરુણ અવસ્થામાંથી મધ્યમ જ્વરની અવસ્થામાં દાખલ થાય છે.

**સામ અવસ્થામાં શું કરવું?** જ્યાંસુધી દોષો આમવાળા હોય ત્યાંસુધી દવા કે ખાવુંપીવું કંઈ પણ આપવાથી નુકસાન થાય છે. માત્ર તરસ લાગે ત્યારે લોહીને શરીરમાં ફરતું રાખવા માટે ઘૂંટડો–બે ઘૂંટડા ઉપર જણાવેલું ઉકાળેલું પાણી પીવું.

**મધ્યમ અવસ્થામાં શું કરવું?** અણુઉતાર મુદતિયો તાવ ઊતરીને ચોવીસ કલાક સુધી લાગટ શિયાળામાં ૯૭°ની

આસપાસ રહે અને ઉનાળામાં ૯૬°ની આસપાસ બગલમાં રહે, ત્યારે નીચેના ક્રમથી ખોરાક શરૂ કરવો.

ઉપવાસ છોડાવવાના થોડા સમય પહેલાં દરદીને નીચે જણાવેલી વસ્તુઓનો મલમ જીભ પર, દાંતે અને મોંમાં ચોપડવો, તેથી એની જીભ પર સારું અમી છૂટશે.

**દાંતે ઘસવાનો મલમ:** દાડમડીનાં ફૂલ અથવા દાડમની છાલ, કાળાં મરી, સિંધાલૂણ અને ખાટાં લિંબુનો રસ. છાલ અને બી બાદ કરતાં બાકી રહેતો નાજુક ગર્ભ—એ ચારેને ભેગાં વાટી કરેલો મલમ દાંતે અને જીભે તથા મોંમાં આછોઆછો ચોપડવો.

**ઉપવાસ છૂટયા પછીના પહેલા અઠવાડિયાનો ક્રમ:** ઉપવાસ છોડાવતી વખતે આગળપડતા મશાલાવિનાનું મગનું એક તોલો નીતર્યું પાણી આપવું; અથવા ૧/૪ તોલો જાવરું આપવું. ઘઉં, મગ અને ચોખાને તવા પર શેકી લાલ થાય એટલે ઉતારી લેવા. શેકતાં દાણા બળી જવા જોઈએ નહિ. માત્ર એમનો મેંદો જ બળવો જોઈએ. પછી એમને તદ્દન લોટ ન થઈ જાય એવા ઝીણા કંસાર જેવા ખાંડીને ત્રણે ભેગાં કરવાં. એમાંથી પા (ા) તોલો ભૂકો અડધો રતલ પાણીમાં ઉકાળવો. જ્યારે ભૂકો તદ્દન બફાઈને એકરસ થઈ જાય ત્યારે પીવા જેવું ઠંડું પાડી દરદીને આપવું. આમાં મીઠું કે થોડાં મરી નાખી શકાય. આ બનાવટ જાવરું કહેવાય છે.

ઉપવાસ છોડ્યા પછી બે ટંક ઉપર પ્રમાણેનું પેય (પીણું) જણાવેલા માપસર આપવું. પછી જો શરીરની ગરમી (તાવ) વધે નહિ તો ત્રીજે દિવસે બન્ને ટંક મગનું દોઢ–દોઢ તોલો નીતર્યું પાણી આપવું અને મગના પાણીનું માપ રોજ અડધો તોલો વધારતા જવું; પણ જો જાવરું આપવાનું ચાલુ કર્યું હોય, તો જાવરાના ભૂકાનું માપ રોજ ા તોલો વધારવું. આમ ક્રમેક્રમે વધતા જઈ ઉપરના પીણાથી ઉપવાસ છૂટ્યા પછીનું એક

અઠવાડિયું પૂરું કરવું. તે દરમિયાન પાછો તાવ જણાય તો એટલો ખોરાક પણ વધારે પડે છે એમ સમજી માપ ઓછું કરવું. જાવરાના ભૂકાનું માપ વધે તે પ્રમાણે એને રાંધવાના પાણીનું માપ વધારવું, પણ એક શેર પાણીથી વધારે પાણી જાવરું બાફવા માટે લેવું નહિ.

**ઉપવાસ છૂટ્યા પછીના બીજા અઠવાડિયાનો ક્રમ:** ઉપવાસ છોડ્યા પછીના બીજા અઠવાડિયાની શરૂઆતમાં ખાટા લિંબુ જેટલો બફાયેલો ભાત અને એમાં ભળી રહે એટલી મગ, મસૂર કે તૂવેરની દાળ તથા થોડા દૂધી જેવા હલકા શાકથી શરૂઆત કરવી. દરરોજ ભૂખ પ્રમાણે પણ ધીમેધીમે ખોરાકનું પ્રમાણ વધારતા જવું અને એ રીતે બીજું અઠવાડિયું પૂરું કરવું.

આ બીજા અઠવાડિયાથી રોજ સવારમાં હીમજ લેવી. જરૂર જણાય તો ખોરાકના પહેલા અઠવાડિયાની અધવચથી પણ હીમજ રોજ લઈ શકાય. આમ હીમજ આપી ઉપવાસથી શમી ગયેલા દોષોને શરીરમાંથી બહાર કાઢવા. રોજ બેત્રણ જુલાબ થાય એટલી હીમજ લેવી.

આ બીજા અઠવાડિયામાં જમવાના અડધા કલાક અગાઉ આદુનો રસ પીવો. આદુના રસની પણ શરૂઆત ધીમેધીમે કરવી ને પછી ક્રમેક્રમે વધવું.

આદુના રસમાં નીચે જણાવેલી અમૃતમંજરીની ગોળીઓ વાટીને આપવી. બેથી ત્રણ ગોળીઓ સામાન્ય રીતે આપવી.

**અમૃતમંજરીની ગોળીઓ:** રૂમી હિંગળોક, વછનાગ, પાટિયો ટંકણખાર, જાયફળ, પીપર અને કાળાં મરી: એ છ ઔષધો સમભાગે લઈ, ખાંડી, એનું વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી ખાટા લિંબુના રસમાં મગ જેવડી ગોળીઓ વાળવી.

**ઉપવાસ છૂટ્યા પછીના ત્રીજા અઠવાડિયાનો ક્રમ:** પછી ત્રીજા અઠવાડિયાની શરૂઆતમાં દાળભાત અને શાક ઉપરાંત એક

ફૂલકા રોટલીથી શરૂઆત કરવી. રોટલીમાં ઘી બિલકુલ લેવું નહિ. દર ત્રણ ટંકે એક રોટલી વધારવી અને ત્રીજા અઠવાડિયાને અંતે દરેક ટંકે ચાર કોરી ફૂલકા રોટલી સુધી વધવું. દરેક રોટલીમાં અડધા તોલાથી વધારે લોટ ન હોય તેની સંભાળ રાખવી.

**ઉપવાસ છૂટયા પછીના ચોથા અઠવાડિયાનો ક્રમ :** આમ ઉપવાસ છૂટ્યા પછી ત્રણ અઠવાડિયાં પૂરાં થાય, ત્યારે ભૂખ પ્રમાણે ખોરાક વધારવો. સવારસાંજ પાશેર–પાશેર દૂધ પીવું. રોટલી સાધારણ ઘીથી ચોપડવી. હીમજ રોજ સવારે લેવી.

**(૨) જીર્ણજ્વરનું કારણ અને લક્ષણ :** જ્યારે સન્નિપાત સિવાયના અણઉતાર મુદતિયા તાવમાં યોગ્ય ઉપચાર ન થાય, અયોગ્ય ઉપચાર થાય કે આહારવિહારનું કુપથ્ય થાય, ત્યારે કાળજું (यकृत्=Liver) તથા બરલ (प्लीहा=Spleen) વધે છે, કઠણ બનતાં જાય છે અને શરીરમાં ઝીણો તાવ રહે છે. આ જીર્ણજ્વર કહેવાય છે.

**જીર્ણજ્વરનો ઉપાય :** જીર્ણજ્વરમાં ઉપવાસ કરવા નહિ. જીર્ણજ્વરમાં રોજ હીમજ આપવી. હીમજનો રેચ ન લાગે તો ગરમાળા પંચકનો ક્વાથ શોધન તરીકે આપવો. ખોરાકમાં હલકો અને સાદો ખોરાક પચી શકે તેટલા પ્રમાણમાં આપવો. ભારે ન પડે એ રીતે ખોરાકમાં ઘી અને દૂધ આપી શકાય. ગાયના દૂધ શેર ૦।માં પાણી શેર ૦। તથા ત્રણચાર લીંડીપીપર નાખીને દેવતા પર ઊકળવા મૂકવું. ઊકળતાં–ઊકળતાં પાણી બળીને દૂધ શેર ૦। બાકી રહે, ત્યારે નીચે ઉતારી લેવું; અને જરા ઠંડું પડે એટલે એમાંની પીપર ચાવી જઈ પછી એ દૂધ પી જવું. એમ રોજ સવારસાંજ બેવાર કરવું.

**(૩) વિષમજ્વરનું કારણ અને લક્ષણ :** જ્યારે સન્નિપાતજ્વર બગડે છે, એટલે જ્યારે સન્નિપાતજ્વરમાં ઉપચાર

અને આહારવિહારની યોગ્યાયોગ્યતા સચવાતી નથી, ત્યારે તાવ આણુનાર બગડેલા દોષો સ્થાનોમાં કે ધાતુઓમાં ચઢી જાય છે અને તાવ આવે છે. આને વિષમજ્વર અથવા ચઢ–ઊતરનો તાવ કહેવામાં આવે છે. એ પાંચ પ્રકારનો છે: સંતત (અણુઊતાર), સતત (દિવસમાં બેવાર ચઢે અને બેવાર ઊતરે એવો), અન્યેદ્યુષ્ક (દિવસમાં એકવાર ચઢે અને એકવાર ઊતરે છતાં રોજ આવે એવો), તૃતીયક (એકાંતરિયો), ચાતુર્થિક (ચોથિયો).

**ઉપાય:** વિષમજ્વરમાં તાવ શરીરમાં હોય ત્યાંસુધી તદ્દન ઉપવાસ કરાવવો. તાવ ઊતર્યા પછી હરડે (હીમજ) આપવી. હીમજનો એકાદ જુલાબ ઊતર્યા પછી નીચે જણાવેલો કિરાતાદિ ક્વાથ આપવો. ક્વાથ દિવસમાં સવારે અને સાંજે એમ બેવાર આપવો. કિરાતાદિ ક્વાથને બદલે સુદર્શન ચૂર્ણનો ક્વાથ પણ અપાય છે. હરડે, ક્વાથ, ખોરાક વગેરે તાવ ન હોય ત્યારે આપવાં.

**કિરાતાદિ ક્વાથ:** કરિયાતું, કડુ, નસોતર, પીપર, વાળો, વાવડિંગ, સૂંઠ, હીમજ અને લીમડાની પાતળી અંતરછાલ–એ નવ ઔષધોના અધકચરા ખાંડેલા ચૂર્ણનો ક્વાથ કરવો.

**પથ્ય ખોરાક:** તાવ ન હોય ત્યારે દાળભાત, ખીચડી અને શાક જેવો હલકો ખોરાક આપી શકાય. માપસર જમવું. ઘી, દૂધ, ખાંડ, દહીં અને ગોળ વગેરે ન આપવાં.

**(૪) આગંતુક જ્વર:** આગંતુક જ્વરમાં પહેલા સાત દિવસ સુધી ઉપવાસ કરાવવા નહિ. પણ જો એ તાવ પણ આહારવિહારના કુપથ્યે સામ થાય તો નિરામ થતાં સુધી ઉપવાસ કરવા.

## ૨ : અતિસાર–ઝાડા (Diarrhoea)

**અતિસાર એટલે શું ?** જેટલું ખાધુંપીધું હોય તેના કરતાં ઝાડાવાટે વધારે નીકળી જાય અને એ નીકળી જતા વધારામાં શરીરની દ્રવ ધાતુઓ ઝાડાવાટે નીકળી જતી હોય, ત્યારે અતિસાર થયો કહેવાય છે.

**અતિસારના પ્રકાર :** ઉપચારની દૃષ્ટિએ અતિસાર ત્રણ પ્રકારના ગણીએ તો ચાલે : ( ૧ ) આમાતિસાર, ( ૨ ) નિરામાતિસાર અને ( ૩ ) શોકાતિસાર. દરદીનો ઝાડો પાણીમાં ડૂબે તો આમાતિસાર જાણવો અને ન ડૂબે, તો નિરામાતિસાર જાણવો. શોકનાં આંસુ રોકવાથી ગરમ આંસુ હોજરીમાં ઊતરી અજીર્ણ કરે છે, તેથી થતા અતિસારને શોકાતિસાર કહેવામાં આવે છે.

**આમાતિસારનો ઉપાય :** જ્યાંસુધી ઝાડો આમવાળો હોય, એટલે પાણીમાં ડૂબતો હોય ત્યાંસુધી દરદીને ઉપવાસ કરાવવા. ઉપવાસ દરમિયાન પણ જરૂર જણાય તો સવારસાંજ પાણી સાથે સૂંઠ ફકાવવી. પછી જ્યારે ઝાડા નિરામ થાય ત્યારે એટલે જ્યારે ઝાડા પાણીમાં તરે એવા થાય ત્યારે ધાણા, સૂંઠ, ઈંદ્રજવ, બીલાંનો ગર્ભ, હરડે, પીપર અને નાગરમોથનો ક્વાથ આપવો. આ ક્વાથ બીજીવાર સાંજે પણ આપવો.

**શોકાતિસારનો ઉપાય :** શોકાતિસાર પણ આમવાળો હોય ત્યાંસુધી આમાતિસાર પ્રમાણે ઉપચાર કરવા અને નિરામ થાય ત્યારે નિરામાતિસાર પ્રમાણે ઉપચાર કરવા. પણ એકલા ઉપર જણાવેલા ઉપચારો કરવાથી શોકાતિસારમાં ખાસ લાભ થતો નથી; માટે દરદીનો શોક દૂર કરવો એ મુખ્ય ઉપચાર છે અને એ શોક દૂર થાય તો બીજા ઉપચારો લાગુ પડે છે.

**અતિસારમાં ખોરાક :** અતિસાર નિરામ થાય ત્યારે અણુઉતાર

તાવ ઊતર્યા પછી જે રીતે ખોરાકનો ક્રમ આગલા પ્રકરણમાં જણાવ્યો છે, તે પ્રમાણે ખોરાક આપવો; અને ખોરાક લેવા છતાં ઝાડો ન ઊતરે તો સવારમાં હીમજ આપવી.

**અતિસારમાં કેવું પાણી પીવું?** અતિસારમાં દરદીને પાવાનું પાણી ઊકળતાંઊકળતાં માત્ર પા(૦।)ભાગનું બાકી રહે, ત્યારે તે ઉતારી ઠંડું થયા પછી માટીના વાસણમાં ભરવું. આ પાણી સાંજસવાર નવું તૈયાર કરવાની કાળજી રાખવી.

**અતિસાર બગડે તો શું થાય?** અતિસાર બગડે તો ગ્રહણી(સંગ્રહણી)નો રોગ થાય છે; માટે બહુ કાળજીથી તેનો ઉપચાર કરવો જોઈએ.

## ૩: પ્રવાહિકા–મરડો (Dysentery, Mucous Colitis)

**મરડો એટલે શું?** આ રોગમાં મળ તથા દોષો પરાણે કાઢવા પડે છે, માટે રોગનું નામ પ્રવાહિકા પડ્યું છે. વળી ઝાડો ચુંકાઈ–ચુંકાઈને થોડો થાય છે માટે ગુજરાતીમાં એને મરડો કહેવામાં આવે છે.

**મરડા વિષે સાચી સમજણ:** મરડામાં વારંવાર ઝાડાની હાજત થતી હોવાથી કેટલાક ઝાડો રોકાય એવી, અફીણ અથવા એવી ઝાડો રોકનારી દવા આપવાની ભૂલ કરે છે. આને પરિણામે મરડામાંથી બીજા ઉપદ્રવો ઊભા થાય છે. મરડામાં મળથી ખરડાયેલા દોષો (કફ અને પિત્ત) આંતરડાંમાં અટકેલા હોય છે, તે જોર કરવા છતાં પણ એકદમ ઊતરતા નથી. આંતરડાંમાં મળયુક્ત દોષો હોવાથી વારંવાર ઝાડાની હાજત થયા કરે છે, પણ એ દોષો અટકી રહેલા હોવાથી ઊતરી (નીકળી) શકતા નથી; એટલા માટે મરડામાં ઝાડો રોકાય એવી દવાઓ આપવાને બદલે મળયુક્ત દોષો બહાર નીકળે

એવા ઉપાય કરવા જોઈએ. મરડામાં ઝાડો રોકાય એવી દવા આપવાથી ગ્રહણી, સોજા, તાવ વગેરે રોગો થાય છે અને વખતે મોત પણ નીપજે છે.

**ઝાડામાં શું પડે છે?** મરડામાં ઝાડામાં પડતો ધોળો પદાર્થ પરુ નહિ પણ કફ છે અને લાલ પદાર્થ લોહી નહિ પણ પિત્ત છે. લોહી અને પરુ ઉપર સૂંઠ ભભરાવવાથી તે પીગળતાં નથી. પિત્ત અને કફ ઉપર સૂંઠ ભભરાવવાથી તે પીગળે છે. આ પ્રયોગથી સિદ્ધ થાય છે કે મરડાના ઝાડામાં લોહી અને પરુ પડતાં નથી, પણ પિત્ત અને કફ પડે છે. રક્તપ્રવાહિકા થાય ત્યારે જ ઝાડામાં લોહી પડે છે.

**મરડાના પ્રકાર:** મરડો પણ સામ અને નિરામ એમ બે જાતનો ગણવો. સામ હોય તો મળયુક્ત દોષો પાણીમાં ડૂબે છે, નિરામ હોય તો એ દોષો પાણીમાં તરે છે.

**સામ મરડાના ઉપાય:** સામ મરડામાં નિરામ થતા સુધી ઉપવાસ કરાવવા. ઉપવાસ દરમિયાન સવારસાંજ સૂંઠનું ચૂર્ણ પાવલીભાર ફાકવું.

**નિરામ મરડાના ઉપાય:** ઉપવાસ પછી મરડો નિરામ બને એટલે ખોરાકનો ક્રમ તાવના પ્રકરણમાં જણાવ્યા મુજબ તાવ ઊતર્યા પછીના ખોરાકના ક્રમ જેવો રાખવો. રોજ બેવાર (સવાર–સાંજ) દરેક ટંકે એક તોલો સૂંઠ ફાકવી. તેથી મળયુક્ત દોષોનું પીગળીને પાણી થાય છે. સવારે અને જરૂર જણાય તો સાંજે પણ હીમજ ફાકવી. તેથી મળયુક્ત દોષો બહાર નીકળે છે. દાળનું ઓસામણ, દાળ, ભાત, ખીચડી અને દૂધી જેવાં હલકાં શાકનો હલકો ખોરાક માપસર અને ક્રમસર ખાવાથી નવો 'આમ' થશે નહિ; અને આ રીતે મરડો સારી રીતે મટી જશે.

## ૪ : ગ્રહણી–સંગ્રહણી (Sprue)

**સંગ્રહણીની સમજ :** હોજરી સાથે જોડાયેલા એક ફૂટના આંતરડા (Duodenum)ને ગ્રહણી કહેવામાં આવે છે. એ જ્યારે બગડે છે ત્યારે ખોરાક પચાવવાનું કામ એ કરી શકતી નથી. તેને ગ્રહણીરોગ કહેવામાં આવે છે. આ રોગનું કારણ ગ્રહણી હોવાથી કાર્યકારણની એકતાને લીધે અંગ ઉપરથી રોગનું નામ પણ ગ્રહણી રાખવામાં આવ્યું છે. ગુજરાતીમાં આ રોગને સંગ્રહણી કહેવામાં આવે છે પણ એ શબ્દ શાસ્ત્રોક્ત નથી.

**અતિસાર, સંગ્રહણી, અજીર્ણ અને કોગળિયા વચ્ચે તફાવત :** અતિસારમાં હોજરી બગડે છે પણ ગ્રહણીમાં ગ્રહણી બગડે છે. તેથી ગ્રહણીના રોગમાં હોજરી જેટલો અન્નરસ પકાવે તેનું સત્ત્વ બારોબાર હોજરીમાંથી તથા ગ્રહણીમાંથી સ્રોતો ચૂસી લઈને શરીરને પોષણ આપે છે; પણ ગ્રહણીના રોગમાં ગ્રહણી પોતાનું પચાવવાનું કામ કરતી નથી, તેથી ગ્રહણીમાં જ પાકી શકે એવો અન્નરસ ગ્રહણીરોગમાં કાચો ને કાચો ઝાડાવાટે નીકળી જાય છે. તેથી અતિસારમાં પાતળા ઝાડા થાય છે, પણ ગ્રહણીરોગમાં પાતળા અને પાણીવાળા કાચાપાકા ઝાડામાં ગાંઠો પણ નીકળે છે; કારણ કે હોજરીમાં પાકેલા અન્નનો ઝાડો ગાંઠરૂપ બન્યો હોય છે અને ગ્રહણીમાં ન પાકેલા અન્નનો ઝાડો પાતળો હોય છે; વળી અજીર્ણમાં કાદવ જેવા ઝાડા થાય છે અને વિષૂચિકા( કૉલેરા, કોગળિયા )માં ધોળા પાતળા ઝાડા અને ધોળી ઊલટી થાય છે. આ રીતે અતિસાર, ગ્રહણી, અજીર્ણ અને વિષૂચિકા ( કૉલેરા ) વચ્ચેનો ભેદ સમજવો.

**સંગ્રહણીના પ્રકાર :** ઉપચારની દૃષ્ટિએ સામગ્રહણી અને નિરામગ્રહણી એ બે ભેદ જ ઉપયોગી છે. જો ઝાડો પાણીમાં ડૂબે તો સામ અને તરે તો નિરામ જાણવો.

**સામસંગ્રહણીના ઉપાય:** સામસંગ્રહણીમાં લંઘન (ઉપવાસ) કરાવવું. ઉપવાસ દરમિયાન તાવના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ઉકાળીને તૈયાર કરેલું પાણી તરસ પ્રમાણે થોડુંથોડું પાવું.

**નિરામસંગ્રહણીમાં શું કરવું?** જ્યારે ઝાડો નિરામ બને ત્યારે ઉપવાસ છૂટ્યા પછીનો તાવના પ્રકરણમાં જણાવેલા ખોરાકનો ક્રમ શરૂ કરવો; અને એ રીતે ખોરાકના ક્રમના ૨૧ દિવસ પૂરા થયા પછી ગાયના દૂધના દહીંની છાશ આપવી. છાશ બનાવતી વખતે દહીં ભાંગવામાં માત્ર દહીંથી ચોથા ભાગનું જ પાણી નાખવું. છાશ ભૂખ પ્રમાણે ધીમેધીમે વધારવી.

છાશની સાથે દરેક વખતે ૦। તોલો નીચેનું ચૂર્ણ આપવું.

**ચૂર્ણ:** સૂંઠ, પીપર અને જીરું, એ ત્રણે સમભાગે લઈ થોડા ઘીમાં શેકીને ફુલાવવાં (માત્ર શેકવાં, તળવાં નહિ). પછી એનું ચૂર્ણ કરવું. એમાં સૂંઠના વજન જેટલું સિંધાલૂણ ખાંડીને ભેળવવું.

દરદીનો જઠરાગ્નિ બહુ જ મંદ હોય તો દહીંમાં અડધોઅડધ પાણી નાખેલી છાશ બનાવવી.

**બહુ જ દૂબળા અને સોજાવાળા દરદી માટે ઉપાય:** જો સંગ્રહણીમાં દરદી અત્યંત નરમ પડી ગયો હોય અને સોજા આવ્યા હોય તો ઝાડો સામ હોય ત્યાંસુધી તો લંઘન જ કરાવવું; પણ ઝાડો નિરામ થયા પછી તાવના પ્રકરણમાં જણાવેલા ક્રમ પ્રમાણે ખોરાક શરૂ કરવો. પછી ભૂખ પ્રમાણે નવટાંક ગાયનું દૂધ આપવાની શરૂઆત કરવી ને તે ક્રમેક્રમે વધારવું. દૂધ ન પચે તો પ્રમાણ ઘટાડવું. ઘૂંટડા દૂધ સાથે દિવસમાં સવારસાંજ બેવાર નીચે જણાવેલી દુગ્ધવટીની ગોળી એકએક રતીભારની આપવી. જો ઝાડા બહુ જ થતા હોય તો ગોળીનું પ્રમાણ થોડું વધારવું, પણ દૂધનું પ્રમાણ તો જઠરાગ્નિ ઊઘડે તેના પ્રમાણમાં જ વધારવું.

**દુગ્ધવટીની ગોળી:** હિંગળોક તોલો ૧, વછનાગ તોલો

૧, ધંતૂરાનાં બી તોલો ૧, અફીણ તોલા ૩–એ ચારેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી દૂધમાં તેની ગોળીઓ એકએક રતીભારની વાળવી.

**ખાસ સૂચના:** આ ગ્રહણી રોગમાં ખોરાક તરીકે છાશ શરૂ કર્યો પછી પાણી પાવાનું બિલકુલ બંધ કરવું.

## ૫ : અર્શ–હરસ (Piles)

**હરસ–મસા એટલે શું?** મંદ જઠરાગ્નિને લીધે ખાધું બરાબર પચે નહિ, તેથી અન્નનો જે રસ કાચો રહે છે, તેમાંનો ઘણો કાચો રસ(આમ) લોહી સાથે ભળી જવાથી લોહી ઘટ્ટ, (ઘાટું) અને ભારે બની જાય છે. તેથી એ ઘટ્ટ લોહી શરીરમાં બરાબર ગતિ કરી શકતું નથી. એ ભારે લોહી ગુરુત્વાકર્ષણના નિયમથી નીચે ઊતરે છે અને ગુદા ઉપરના અને આસપાસના (કૂલાના) માંસલ ભાગમાં ભરાય છે. તેથી એ ભાગની ધમનીનાં તથા શિરાનાં જાળાં લોહીના ભરાવાથી ફૂલે છે અને કમરથી જાંઘ સુધીનો ફૂલાનો ભાગ વધતો જાય છે.

વળી આ ઘટ્ટ લોહીનો ભરાવો જેમ જેમ વધારે થતો જાય છે, તેમ તેમ લોહીનાં જાળાં ગુદાના માર્ગની અંદરની બાજુએ પણ ફૂલતાં જાય છે; અને ત્યાં જુદેજુદે ઠેકાણે એ ઘટ્ટ લોહીના ભરાવાથી સોજો આવે છે. તેથી ગુદાની અંદરના ભાગમાં માંસના અંકુરો (મસા) પેદા થાય છે. આ અંકુરોને આપણે હરસ કહીએ છીએ.

આ રીતે ગુદામાં થયેલા સોજા અને અંકુરોને લીધે ઝાડો ઊતરવાનો માર્ગ સાંકડો થતાં અપાનવાયુ નીચે ઊતરવાને બદલે ઊંચે ચઢે છે; અને પરિણામે વાછૂટ ઓછી થાય છે અને ઝાડો ધકેલાઈને નીચે ઊતરતાં મુશ્કેલી પડે છે. અને જ્યારે ઝાડો ઊતરે છે ત્યારે ગુદામાંના અંકુરો સાથે કઠણ મળ ઘસાય છે તેથી તેમાંથી ઝાડા સાથે લોહી પડે છે.

આ રોગમાં અપાનવાયુ અવળો ચાલતો હોવાથી બીજા વાયુઓને પણ બગાડે છે, તેથી વખત જતાં રોગીને 'હોઇયાં' 'હોઇયાં' થયા કરે છે, હૃદય પર પણ વાયુનું દબાણ રહે છે અને દરદી બીજી અનેક રીતે હેરાન થાય છે.

જ્યારે આહારવિહારના કુપથ્યને લીધે લોહીનો બહુ ભરાવો થાય ત્યારે ગુદામાંના ઊપસેલા અંકુરોમાં લોહી સમાઈ શકતું નથી, ત્યારે તે ફાટે છે અને તેમાંથી લોહી પડે છે. આવા હરસને દૂઝતા હરસ કહેવામાં આવે છે.

જેનો ફૂલાનો ભાગ વધી ગયો હોય અને જેને 'હોઇયાં હોઇયાં' થયા કરતું હોય તેને હરસનો રોગ હોવાનું અનુમાન કરી શકાય છે.

સામાન્ય રીતે બહુ બેસી રહેનાર અને બેઠાંબેઠાં જ કામ કરનાર માણસને હરસ થવાનો વધારે સંભવ રહે છે.

**હરસના પ્રકાર:** હરસ ઉપચારની દૃષ્ટિએ બે જાતના ગણવા : દૂઝતા અને નહિ દૂઝતા: એટલે જેમાં લોહી પડે એવા અને લોહી ન પડે એવા.

**હરસની ભયંકરતા:** હરસને લીધે અપાનવાયુ બગડીને બીજા ચારે વાયુને બગાડે છે. તેથી શરીરના ગમે તે ભાગમાં એની ખરાબ અસર થાય છે. ખાસ કરીને હોજરી, આંતરડાં, હૃદય વગેરે સજ્જડ થઈ જાય છે; માટે બંધકોષ થાય એટલે હરસ થયા છે એમ સમજી તરત ઉપચાર શરૂ કરવો.

**હરસના ઉપાય:** દૂઝતા અને નહિ દૂઝતા એ બન્ને પ્રકારના હરસ માટે ત્રણ બાહ્યક્રિયા છે અને એક આંતરક્રિયા છે. (૧) હરસને કાપવાની, (૨) ક્ષારથી બાળવાની અને (૩) અગ્નિથી બાળવાની એ ત્રણ બાહ્યક્રિયાઓ છે. અને બગડેલા વાયુનું અનુલોમન કરવા ફીમજ લેવી એ એક આંતરક્રિયા છે.

હરસ દૂઝતા હોય તો દરદી પીળો પડે ત્યાંસુધી દૂઝવા દેવા; કેમ કે શરૂઆતમાં બગડેલું લોહી પડે છે તેથી તેને પડતું રોકવું નહિ. તે રોકવાથી બીજા રોગ થાય છે. પછી એને રોજ સવારે થોડીથોડી હીમજ આપી વાયુનું અનુલોમન કરવું. પણ હરસ દૂઝતા ન હોય તો હીમજ એક તોલો રોજ સવારે આપવી.

હરસના દરદીને ગાયના દૂધની છાશ સાથે દિવસમાં બેવાર નીચેનું ચૂર્ણ દરેક વખતે તોલો ૦॥ (અડધો) ફકાવવું.

**હરસનું ચૂર્ણ :** હીમજ, ઇંદ્રજવ, નાગકેસર અને વાવડિંગ; એ ચારે સમભાગે લઈ, ખાંડી, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**હરસમાં ખોરાક :** હરસના દરદીને ભૂખ પ્રમાણે ગાયના દૂધની છાશ અને ભાત કે ખીચડી આપવાં. શાક સૂરણનું આપવું. જઠરાગ્નિ સારો હોય તો સૂરણ ઘીમાં તળવું, નહિ તો તેલમાં તળવું. હરસનો દરદી બહુ નબળો પડી ગયો હોય, તો ભૂખ પ્રમાણે છાશને બદલે ભેંશના દૂધનું દહીં આપવું.

**હરસમાં ઉપવાસ ન કરવા :** હરસમાં ઉપવાસ કરાવવા નહિ. ઉપવાસથી વાયુનો વધારો થાય છે, જ્યારે હરસમાં વાયુનો વધારો નુકસાનકારક થઈ પડે છે. આ રોગમાં વાયુના અનુલોમનની જરૂર હોય છે અને હીમજ લેવાથી વાયુનું અનુલોમન થાય છે.

## ૬ : અજીર્ણ—અજીરણ (Indigestion, Dyspepsia)

**હોજરીમાં ખોરાક શી રીતે પચે છે?** હોજરી ડુંટી સુધી નીચી હોય છે. હોજરીની પાછળ હોજરી સાથે જોડાઈને કલોમ (પિપાસાસ્થાન=Pancreas) આડું પડેલું છે. તેમાં તલ જેવડી અગ્નિશિખા છે. તેનાથી ખાધેલું પચે છે. એ અગ્નિનું નામ જઠરાગ્નિ છે. એવો ચરક ભગવાનનો મત છે. અંગ્રેજી વૈદક

માને છે કે હોજરી એક પ્રકારનો ખાટો રસ ખોરાકમાં ભેળવે છે તેથી ખોરાક પચે છે. એ ખાટા રસને હાઈડ્રોક્લોરિક એસિડ કહેવામાં આવે છે. એને મ્યુરિયાટિક એસિડ પણ કહેવામાં આવે છે. વળી કેટલાક એમ માને છે કે પિત્તમાં જ અગ્નિ છે અને એ પિત્ત હોજરીમાં આવી ખોરાકને પચાવે છે. હોજરીમાંથી ખોરાક જ્યારે ગ્રહણીમાં જાય છે ત્યારે કાળજામાંથી પિત્ત અને ક્લોમમાંથી ક્લોમરસ–એ બે રસ ભેગા થઈ ગ્રહણીમાં જાય છે. તેથી ગ્રહણીમાં પણ ખોરાક પચે છે. આવા મતમતાંતરોના ખંડનમંડનમાં હાલ ન ઊતરતાં આપણે કામપૂરતું એવું સ્વીકારીશું કે ક્લોમમાં રહેલો જઠરાગ્નિ ખોરાકને પચાવે છે.

**જઠરાગ્નિના ચાર પ્રકાર:** જઠરાગ્નિ ચાર પ્રકારનો છે: સમ, મંદ, તીક્ષ્ણ અને વિષમ. જ્યારે અગ્નિ સમ હોય ત્યારે આરોગ્ય બરાબર સચવાઈ રહે છે. કફ વધારે હોય તો અગ્નિ મંદ થાય છે, પિત્ત વધારે હોય તો અગ્નિ તીક્ષ્ણ હોય છે અને વાયુ વધારે હોય તો અગ્નિ વિષમ એટલે ઢંગધડાવગરનો હોય છે.

**અજીર્ણના પ્રકાર:** મંદાગ્નિથી આમાજીર્ણ થાય છે. તીક્ષ્ણ અગ્નિથી વિદગ્ધાજીર્ણ થાય છે. વિષમ અગ્નિથી વિષ્ટબ્ધાજીર્ણ થાય છે. ત્રણે દોષોથી એટલે વાત, પિત્ત અને કફના કોપથી પણ અજીર્ણ થાય છે. વળી રસશેષાજીર્ણ અને પ્રતિવાસર અજીર્ણ એવા અજીર્ણના બીજા બે પ્રકાર છે, પણ તે નામના જ છે. એના ઉપચાર કરવા પડતા નથી.

**અજીર્ણનું લક્ષણ:** અજીર્ણનું ખાસ લક્ષણ એ છે કે દરદીનું મોં સોજા વિના પણ આમથી ભારે ને મોટું થઈ ગયેલું જણાય છે.

**(૧) આમાજીર્ણમાં** પેટ તથા શરીર ભારે રહે, ઊલટીની હાજત થયા કરે, ગાલ તથા આંખના ડોળા ઉપર થોથર (હેર) જણાય, ખાધેલું ન પચ્યા જેવા ઓડકાર આવ્યા કરે અને મળ કાચો

ઊતરે. (૨) **વિદગ્ધાજીર્ણમાં** ભ્રમ, તરસ, મૂર્છા, બળતરા વગેરે ગરમીના ઉપદ્રવો થાય, ધુમાડાવાળા ખાટા ઓડકાર આવે અને પરસેવો વળે. (૩) **વિષ્ટબ્ધાજીર્ણમાં** શૂળ, આફરો વગેરે વાયુની અનેક પ્રકારની પીડા થાય, મળ તથા વાછૂટ રોકાય, અંગો સજ્જડ થઈ જાય, મૂર્છા આવે અને અંગમાં સોયો ભોંકાયા જેવી પીડા થાય. (૪) **રસશેષાજીર્ણમાં** અન્ન ઉપર અરુચિ થાય, છાતીમાં દુખાવો થાય, શરીર ભારે રહે અને બેચેની રહે.

**આમાજીર્ણના ઉપાય :** આમાજીર્ણમાં ઉપવાસ કરાવવા. જ્યારે આમ પાકી જાય એટલે ઝાડો, કફ વગેરે પાણીમાં તરે એવા થાય અને આમાજીર્ણનાં લક્ષણો નાબૂદ થાય ત્યારે ઉપવાસ છોડીને તાવના પ્રકરણમાં જણાવેલા ક્રમ પ્રમાણે ખોરાક આપવો અને હીમજ રોજ આપવી.

**વિદગ્ધાજીર્ણના ઉપાય :** વિદગ્ધાજીર્ણમાં પહેલાં કાળી દ્રાક્ષ અને સાકર સાથે સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ પાચન ઔષધ તરીકે આપવું, પણ સાથે ઉપવાસ કરાવવા. ઉપવાસ છૂટ્યા પછી હલકો ખોરાક ભૂખ પ્રમાણે આપવો અને હીમજ રોજ આપવી.

**વિષ્ટબ્ધાજીર્ણનો ઉપાય :** ઊના પાણી સાથે દિવેલનો રેચ રોજ આપવો. શૂળ વગેરે દુખાવો હોય ત્યાંસુધી ઉપવાસ પણ કરાવવા. ઉપવાસ છૂટ્યા પછી હલકો ખોરાક ભૂખ પ્રમાણે આપવો. પાચન ઔષધમાં ત્રિકટુ એટલે સૂંઠ, મરી અને પીપરનું ચૂર્ણ આપવું. દિવેલનો રેચ લીધા પછી ત્રણ દિવસ સુધી ટંડું અન્નપાન ન લેવું તેમ જ ભારે ખોરાક પણ ન ખાવો.

**અજીર્ણમાં કેવું પાણી પિવાય ?** ઉકાળ્યા પછી અડધું બાકી રહેલું પાણી બધાં અજીર્ણમાં પીવા આપવું.

**અજીર્ણ બગડે તો શું થાય ?** અજીર્ણમાં યોગ્ય ઉપચાર ન થાય તથા આહારવિહારનું કુપથ્ય થાય તો અજીર્ણ બગડે છે; અને

પરિણામે વિષૂચિકા, અલસક અને વિલમ્બિકા, એ ત્રણે રોગ થાય છે.

**કોગળિયામાં શું થાય ?** વિષૂચિકા (કોલેરા, કોગળિયા)માં શરીરની દ્રવ ધાતુઓ ધોળા ઝાડાઊલટી દ્વારા નીકળી જાય છે. આ રીતે લોહીમાંથી પણ દ્રવ તત્ત્વ નીકળી જતાં લોહી ઘટ્ટ બની જાય છે; અને તેથી ઘટ્ટ લોહીને ધકેલી ન શકવાથી હૃદય બંધ પડી જાય છે.

**કોગળિયાના ઉપાય :** વિષૂચિકામાં ઉપવાસ કરાવવા, પાણી પાવાનું બંધ કરવું, ખાટાં લિંબુનો રસ પુષ્કળ પાયા કરવો. આ રસ પોતે જ ખાટો હોવાથી તરત જ સ્રોતોવાટે ચુસાઈ જઈ લોહીને ઘટ્ટ થવા દેશે નહિ અને દરદી બચી જશે. (વધુ વિગત માટે જુઓ: 'વૈદકના અકસીર ઉપાયો'માં શ્લોક ૪ નીચેની નોંધ.)

**અલસકનું લક્ષણ અને ઉપાય:** અલસકમાં ખોરાક હોજરીમાં આળસીને પચ્યા વિના પડ્યો રહે છે. તે વખતે હોજરી કઠણ બની જાય છે. આ રોગમાં ઔષધ તરીકે લસણ અને મીઠું ચોળીને ખવડાવવાં. અને જરૂર લાગે તો રોજ સવારે હીમજ પણ આપવી.

**વિલંબિકાનું લક્ષણ અને અસાધ્યતા :** વિલંબિકામાં પેટમાં પડેલો ખોરાક પચતો નથી અને પેટમાં વાયુ ભરાવાથી પેટ ફૂલી જાય છે; અને ધીમેધીમે રોગ વધતાં હૃદય એકદમ બંધ પડી જાય છે. આ રોગને લીધે આજના જમાનામાં મોટે ભાગે હાર્ટફેઈલ થાય છે. આ રોગમાં ઉપચાર કરવાનો સમય રહેતો નથી તેથી એ ઉપચાર કરવા યોગ્ય નથી.

**ભસ્મક રોગની ઉત્પત્તિ અને લક્ષણ :** વિદગ્ધાજીર્ણ બગડે અને પિત્ત ખાટું થઈ વધી પડે, તેથી હોજરીમાં પિત્તની ગરમી એટલી બધી વધી પડે કે આખો દિવસ ભૂખ રહ્યા કરે અને જેટલું ખાય તેટલું ઓછું પડે, ખાધાનો સંતોષ જ ન થાય, પેશાબ થાય પણ ઝાડો ન થાય, ખાધા છતાં દરદી દિવસેદિવસે દૂબળો પડે. આને ભસ્મક રોગ કહેવામાં આવે છે.

**ભસ્મક રોગનો ઉપાય:** ભસ્મક રોગમાં કેળાં, ભેંશનું દૂધ, ઘી, પ્રાણીનાં ભારે માંસ વગેરે પચવામાં દુર્જર (ભારે) ખોરાક આપવો. હીમજ આપવાથી ફાયદો થાય છે.

## ૭ : કૃમિરોગ–કરમિયા (Worms)

**કરમિયાની ઉત્પત્તિ:** બધી જાતના કરમિયા આમમાંથી પેદા થાય છે.

**વીસ જાતના કરમ: ક્યાં અને કેવી રીતે રહે છે?** શરીરની અંદરના તથા બહારના બન્ને જાતના કરમ મળી કરમ કુલ વીસ જાતના હોય છે. કેટલાક કરમ લોહીમાં રહે છે અને લોહી સાથે ફરે છે. કેટલાક હોજરીમાં, કેટલાક આંતરડાંમાં અને કેટલાક મળાશયમાં રહે છે. શરીરની બહારના કરમ વાળમાં જૂરૂપે, માથામાં લીખરૂપે, પાંપણમાં, છાતીના વાળમાં અને આખા શરીરે વળગીને સાંવા-(સવા)રૂપે રહે છે. લોહીના કરમ અને જૂ સિવાયના બધા કરમ શરીરને વળગીને શરીરમાં પોતાના પગ ખોસીને રહે છે.

**કરમિયાના ઉપદ્રવો:** કરમને લીધે (પાંડુ થાય) શરીર ફીકું પડે, ઊબકા આવે, ગભરામણ થાય, મોંમાંથી લાળ પડે, તાવ આવે, ઊલટી થાય અને ઝાડા પણ થાય. લોહીમાં રહેતા કરમિયાથી ખસ, દાદર વગેરે ચામડીનાં દરદ થાય છે.

**કરમિયા જીવતા કાઢવાનો ચમત્કાર:** મોટાને ચણા જેટલો અને નાનાને અડધા ચણા જેટલો ખુરાસાની અજમો દિવસમાં બબ્બેવાર આપવાથી કરમ જીવતા ને જીવતા શરીરમાંથી મળવાટે બહાર નીકળે છે. **ખુરાસાની અજમો ઝેર છે માટે તે સંભાળીને પ્રમાણસર આપવો.**

**સચોટ ઉપાય:** વાવડિંગનું ચૂર્ણ તોલો ૧ પાણી સાથે

દિવસમાં બેવાર રોજ ફફાવવાથી બહારના તથા અંદરના કરમ નાશ પામે છે અને નવા ઉત્પન્ન થતા નથી.

વળી શરીરની બહારના કરમ બહુ થયા હોય, તો વાવડિંગ ફફાવવા ઉપરાંત દરદીને વાવડિંગ સાથે ઉકાળેલા પાણી વડે નવડાવવો.

વાવડિંગનું ઉપર પ્રમાણેનું સેવન બે મહિના સુધી કરાવવું અને રોજ સવારે હીમજ આપવી.

**પથ્ય ખોરાક:** દાળ, ભાત, ખીચડી અને શાકનો સાદો ખોરાક આપવો.

## ૮ : પાંડુ—લોહી ઓછું થવું (Anaemia)

પાંડુરોગ સ્વતંત્ર પણ છે અને ઉપદ્રવરૂપ પણ છે.

**સ્વતંત્ર પાંડુરોગની ઉત્પત્તિ અને લક્ષણ:** પિત્ત કરે એવો ઘણો ખોરાક ખાવાથી પિત્ત બગડે છે. તે જઠરાગ્નિને મંદ કરી નાખે છે, તેથી આમ ઉત્પન્ન થાય છે. એ આમ રસના સ્થાનમાં એટલે હૃદયમાં જાય છે. ત્યાં સાધકપિત્તને બગાડે છે અને ઓજસને પણ બગાડે છે. તેથી બીક લાગે છે, છાતીના ધડકારા વધી જાય છે, શરીર તથા મનને અશક્તિ લાગે છે; પછી હૃદયમાંથી આમ કાળજા—(Liver)માં જાય છે. ત્યાં રંજકપિત્તને બગાડે છે, તેથી લોહીમાં રંગ આવતો નથી.

જ્યારે આ બગડેલું રંગાયાવિનાનું આમયુક્ત લોહી ફરતું-ફરતું ચામડી નીચે શરીરમાં ફરે છે, ત્યારે ભ્રાજકપિત્તને બગાડે છે. તેથી ચામડી ધોળી દેખાય છે અને બગડે છે. પછી ચામડી ઉપર ચાંદાં પડે છે અને ખણુજ આવે છે.

**માટી ખાવાથી થતો પાંડુ:** માટી ખાવાથી પણ પાંડુ-રોગ થાય છે. શરીરમાં રસ પહોંચાડનારા માર્ગો (સ્રોતો) માટી

ખાવાથી બંધ થઈ જાય છે તેથી શરીરને પૂરતું પોષણ મળી શકતું નથી. તેથી શરીર ફિક્કું પડી જાય છે. માટી ખાવાથી પાંડુ સિવાય બીજો કોઈ રોગ થતો નથી, તેથી માટી ખાવાથી થતા પાંડુની ગણતરી જુદી કરવામાં આવે છે.

**ઉપદ્રવરૂપ પાંડુ:** તાવ, હરસ, પ્રદર (લોહીવા), રક્તપિત્ત વગેરે રોગોને લીધે પણ પાછળથી પાંડુરોગ થાય છે. તે ઉપદ્રવરૂપ પાંડુ (Secondary Anaemia) કહેવાય છે.

**પાંડુકી એટલે શું?** સ્વતંત્ર કે ઉપદ્રવરૂપ પાંડુરોગ બગડે છે ત્યારે અસાધ્ય બને છે. તેને પાંડુકી અથવા પાંડુકીન (Pernicious Anaemia) કહેવામાં આવે છે.

ઉપચારની દૃષ્ટિએ પાંડુ એક જ પ્રકારનો ગણવો.

**પાંડુના ઉપાય:** રોજ એક તોલો હીમજ આપવાથી, રોજ અડધો શેર ગોમૂત્ર પાવાથી અને મધમાં એક તોલો ત્રિફળા દિવસમાં બેવાર આપવાથી પાંડુ મટે છે.

**પથ્ય ખોરાક:** ગાયનું દૂધ અને ભાત, દાળભાત, ખીચડી, શાક અને ખાસ કરીને કાળાં કઠોળ આપવાં.

## ૯ : કામલા–કમળો–પીળિયો (Jaundice

આ રોગ સ્વતંત્ર રીતે પણ થાય છે અને પાંડુરોગ બગડવાથી પણ થાય છે.

**ઉપદ્રવરૂપ કમળાની ઉત્પત્તિ:** જે પાંડુરોગીના આહાર-વિહાર પિત્ત કરે એવા હોય, તેનું કોઠામાં અને હાથપગમાં રહેલું પિત્ત લોહી તથા માંસને બાળે છે તેથી કમળો થાય છે.

**કમળાનાં લક્ષણો:** કમળામાં આંખ, પેશાબ, ચામડી, નખ, મોં અને ઝાડો પીળાં હળદર જેવાં હોય છે. શરીરમાં બળતરા

થાય છે, ખાધુંપીધું પચતું નથી, તરસ લાગ્યા કરે છે, કમળાનો રોગી દેડકા જેવો પીળો દેખાય છે અને ઇંદ્રિયો પોતપોતાના વિષયમાં અશક્ત થઈ જાય છે.

**સ્વતંત્ર કમળાની ઉત્પત્તિ:** જેનામાં મૂળ જ બહુ પિત્ત હોય, છતાં પિત્ત કરે એવા આહારવિહારનું જે સેવન કર્યા કરે, તેને પાંડુરોગ થયા વિના પણ સ્વતંત્ર રીતે કમળો થાય છે.

**કુંભકમળો:** કમળાના રોગમાં જો યોગ્ય ઉપાય ન થાય અને તેથી શરીરનું ધડ (કુંભ) પ્રમાણમાં વધારે પીળું થઈ જાય, તો એ કુંભ કમળો કહેવાય છે. કુંભ કમળો મટવો મુશ્કેલ હોય છે.

પુષ્કળ હીમજ આપવી, પુષ્કળ ગોમૂત્ર આપવું. ખોરાકમાં દૂધ, ભાત, કાળી વસ્તુઓ અને પિત્તશામક શેરડી વગેરે ઠંડી વસ્તુઓ પણ આપવી.

દૂધમાં પાંચ–છ પીપર ઉકાળી દિવસમાં બેવાર દૂધ પાવું. પાશેર દૂધમાં પીપર નાખીને પાશેર પાણી નાખીને ઉકાળવું. પછી ૦। શેર પાણી બળી જાય અને પાશેર દૂધ બાકી રહે એટલે ઉતારી લેવું, ને ઠંડું પડ્યા પછી પીપર ચાવી જવી અને ઉપર એ જ દૂધ પી જવું.

## ૧૦ : હલીમક

**હલીમક ક્યારે થાય?** જ્યારે પાંડુરોગમાં વાતપિત્તને લીધે શરીર લીલું, કાળું અને પીળું પડી જાય, ચક્કર આવે, તરસ લાગ્યા કરે, સ્ત્રી જોઈને હર્ષ ન થાય, ઝીણો તાવ રહે, સુસ્તી રહે, બળ ઘટી જાય અને જઠરાગ્નિ મંદ પડી જાય ત્યારે હલીમક રોગ થયો છે એમ જાણવું. હલીમકનાં બીજાં નામ લોઢર અને અલસ છે. આ રોગ સ્વતંત્ર રીતે થાય છે તેમ પાંડુ અને કમળો બગડવાથી પણ થાય છે. દવા તથા ખોરાક કમળા જેવાં આપવાં.

## ૧૧ : રક્તપિત્ત (Haemorrhage)

**રક્તપિત્ત કેવી રીતે થાય?** મંદ અગ્નિને લીધે હોજરીનું તથા કાળજાનું પિત્ત રાતું થાય છે. તે જ્યારે શરીરમાંથી ગમે તે માર્ગે થોડા લોહી સાથે બહાર નીકળે છે, ત્યારે રક્તપિત્તનો રોગ થયો કહેવાય છે.

**રક્તપિત્ત વિષે ગેરસમજ :** રક્તપિત્તના રોગમાં ઝાડા–ઊલટી વગેરે દ્વારા જે લાલ દ્રવ નીકળે છે તે જો એકલું લોહી હોય તો દરરોજ શરીરમાંથી એટલું બધું લોહી નીકળવાથી દરદી મરી જવો જોઈએ; પણ તેમ થતું નથી. માટે ઝાડા–ઊલટીમાં નીકળતો લાલ રંગનો પદાર્થ એકલું લોહી નથી પણ થોડા લોહી સાથે નીકળતું લાલ પિત્ત છે.

**રક્તપિત્ત અને ઉરઃક્ષત વચ્ચે તફાવત :** રક્તપિત્તને ઉરઃક્ષત (Pulmonary Cavitation) નામના રોગ સાથે ભેળવી ન દેવાય એ માટે સાવચેત રહેવું જોઈએ. ઉરઃક્ષતમાં તો કોઈ પણ કારણસર ફેફસાંમાં ક્ષત (ઘા) પડે તેમાંથી નીકળતું લોહી ગળફા સાથે પડે છે, જ્યારે રક્તપિત્તમાં તો હોજરી વગેરેમાંથી રાતું પિત્ત જુદેજુદે માર્ગે વહે છે. માટે એ બન્ને રોગ તદ્દન જુદા છે.

**ઊર્ધ્વગામી રક્તપિત્ત :** જો રાતું પિત્ત ડૂંટીથી ઉપરના શરીરના કોઈ પણ દ્વારમાંથી એટલે મોં, કાન, આંખ, નાક, પેઢાં વગેરે દ્વારા નીકળે, તો એ ઊર્ધ્વગામી રક્તપિત્ત કહેવાય છે.

**અધોગામી રક્તપિત્ત :** જો રાતું પિત્ત ડૂંટીની નીચેના કોઈ દ્વારમાંથી એટલે ઝાડા–પેશાબના માર્ગ દ્વારા નીકળે તો તે અધોગામી રક્તપિત્ત કહેવાય છે.

**ઉભયગામી રક્તપિત્ત :** જો ડૂંટી ઉપરના અને ડૂંટી

નીચેના એમ બન્ને તરફનાં દ્વારોમાંથી રક્તપિત્ત નીકળે તો તે ઉભયગામી રક્તપિત્ત કહેવાય છે. નાક, કાન, આંખો વગેરે દ્વારા જે પિત્ત નીકળે છે તે શિરા કે તેનાં જાળાં તૂટીને નીકળે છે. તેમાં લોહી થોડું જ હોય છે, પિત્તનો ભાગ અધિક હોય છે. વળી આ રાતું પિત્ત શરીરનાં રૂંવાડેરૂંવાડે પણ બહાર નીકળે છે.

**ઊર્ધ્વગામી રક્તપિત્તના ઉપાય :** ઊર્ધ્વગામી રક્તપિત્તમાં પિત્તને નીચે લઈ જવાના ઉપચાર કરવા. તે માટે રોજ સવારે હીમજ તોલો ૧ આપવી. અરડૂસીનાં પાનનો બે તોલા રસ રોજ બે વખત પાવો.

**અધોગામી રક્તપિત્તના ઉપાય :** અધોગામી રક્તપિત્તમાં પિત્તને ઊંચે લઈ જવાના ઉપચાર કરવા. તે માટે ઊલટી કરાવવી. ઊલટી કરાવવા માટે મીંઢળની છાલ તોલો ૧ વાટીને પાણી સાથે પાવી. વળી દિવસમાં ત્રણવાર નાગકેસર તોલો ૧ કે રસવંતી તોલો ૦॥ કે અરડૂસીનાં પાનનો રસ બે તોલા—એ ત્રણમાંથી ગમે તે એક દવા આપવી. હીમજ આપવી નહિ.

**ઉભયગામી રક્તપિત્તનો ઉપાય :** ઉભયગામી રક્તપિત્તમાં લંઘન સિવાય બીજો ઉપાય નથી.

**નસકોરી ફૂટે તો શું કરવું ?** નસકોરી ફૂટે તો તાત્કાલિક ઇલાજ તરીકે માથે પાણી રેડવું અને માથે ભીની માટી મૂકવી. ફુલાવ્યા વિનાની ફટકડીના પાણીનાં ટીપાં નાકમાં નાખવાં. અઢી તોલા પાણીમાં $\frac{1}{24}$ તોલો ફટકડીનું પ્રમાણ રાખવું.

**પથ્ય ખોરાક :** ખોરાકમાં મગની દાળ અને ભાત આપવાં. દ્રાક્ષ, શેરડી, સાકર વગેરે પિત્તશામક વસ્તુઓ ફાયદો કરે છે.

## ૧૨ : રાજયક્ષ્મા—ક્ષય (Consumption, Phthisis)

**ક્ષયની સમજ :** ક્ષય એટલે ઘસારો—નાશ. એ અનેક પ્રકારે થાય છે. ઘડપણને લીધે શરીરમાં પોષણ ચઢાવનાર માર્ગો (સ્રોતો) પુરાઈ જાય અને પોષણ પૂરું પડે નહિ, તેથી શરીર ઘસાતું જાય છે. એ વાર્ધકયશોષ કહેવાય છે. એ જ પ્રમાણે અતિશ્રમથી, અતિપ્રવાસથી અને ઉધરસથી પણ શોષ—ઘસારો એટલે ક્ષય થાય છે.

**અનુલોમ ક્ષય :** ક્ષય મુખ્યત્વે બે પ્રકારનો છે : અનુલોમ અને પ્રતિલોમ. જ્યારે તાવ બગડે ત્યારે વિષમજ્વર થાય છે. વિષમ જ્વર પાંચ જાતનો છે. તેમાંથી સંતતજ્વરમાં દોષ અન્નરસમાં રહે છે, સતતજ્વરમાં લોહીમાં રહે છે, અન્યેદ્યુષ્કજ્વરમાં માંસમાં રહે છે, તૃતીયકજ્વરમાં ચરબીમાં રહે છે અને ચાતુર્થિકજ્વરમાં ચરબીમાં, હાડકાંમાં કે મજ્જામાં રહે છે. આ રીતે રસથી શરૂ થઈ એક પછી એક ધાતુ સુકાતી જાય છે; કારણ કે તાવમાં કુપથ્ય થવાથી સ્રોતો પુરાય છે અને તેથી ધાતુઓને જોઈતું પોષણ મળતું નથી. આ ધાતુઓનો ક્ષય હાડકાં પછી મજ્જા ને મજ્જા પછી વીર્યને પણ સૂકવી નાખે છે. આને અનુલોમ ક્ષય કહેવામાં આવે છે. જ્યાંસુધી આ ક્ષય ચાતુર્થિક જ્વરની દશાથી આગળ જઈને મજ્જા અને શુક્રને સૂકવવા માંડતો નથી, ત્યાંસુધી એ સાધ્ય એટલે મટી શકે એવો છે; પણ જ્યારે એ મજ્જા અને વીર્યને પણ સૂકવવા માંડે ત્યારે દુ:સાધ્ય એટલે મટાડવો મુશ્કેલ થઈ પડે છે. વિષમજ્વર સિવાય બીજા તાવ બગડે તોપણ ક્ષય થઈ શકે છે.

**પ્રતિલોમ ક્ષય :** અતિશય સ્ત્રીસંગથી વીર્યનો વધારેપડતો સ્રાવ થઈ જવાથી વીર્યના ખાલી પડેલા સ્થાનમાં વાયુ ભરાય છે. એ વાયુ મજ્જાને સૂકવે છે. પછી મજ્જા સુકાવાથી ખાલી પડેલા મજ્જાના સ્થાનમાં વાયુ ભરાય છે. તે વાયુ હાડકાંને સૂકવે છે. આમ વાયુ ઉત્તરોત્તર એક પછી એક ધાતુને ક્રમવાર સૂકવતોસૂકવતો

છેવટે અન્નરસને પણ હોજરીમાં સૂકવી નાખે છે અને હોજરીમાં વ્યાપી જાય છે. આથી જેટલો અન્નરસ હોજરીમાં પડે તે સુકાઈ જાય છે અને શરીરને નવું પોષણ મળતું બંધ થાય છે એટલે શરીર સુકાતું જાય છે. આને પ્રતિલોમ ધાતુક્ષય કહેવામાં આવે છે. આ ક્ષયમાં પણ વાયુ હાડકાંને સૂકવવા માંડે એટલે તે મટવો મુશ્કેલ બને છે.

**ક્ષયમાં તાવ કેમ રહે છે?** ક્ષયમાં સુકાતી ધાતુઓની જગા પૂરવા માટે હવા( ઓક્સિજન વાયુ )ની વધારે જરૂર પડે છે. એટલે વધારે હવા લેવી પડતી હોવાથી શરીર વધારે ગરમ રહે છે. તેથી ક્ષયમાં ૧૦૨° સુધી કે તેથી થોડો ઓછો તાવ રહે છે. પણ જ્યારે આહારવિહારનું કુપથ્ય થાય ત્યારે તાવ ૧૦૨° કરતાં પણ વધી જાય છે.

**ક્ષયમાં શું ન કરવું?** ક્ષયમાં તાવ જો ૧૦૨° થી વધારે હોય તો જ ઉપવાસ કરાવવા, તે શિવાય ક્ષયમાં ઉપવાસ કરાવવા નહિ.ક્ષયમાં હીમજ આપવી નહિ તેમ જ કોઈ પણ જાતનો રેચ આપવો નહિ.

**ક્ષયના ઉપાય :** ક્ષયમાં પોષણ પૂરું પાડનારાં બંધ થયેલાં સ્રોતોને ખુલ્લાં કરવા માટે દારૂ (Port wine) કે દ્રાક્ષાસવ પાવો. એથી સ્રોતોને રૂંધનાર કફ ઓગળી જાય. દ્રાક્ષાસવ પછી અડધા કલાકે બકરીનું દૂધ, બકરીના દૂધનું ઘી, ગળ્યા પદાર્થો, દાળભાત, ખીચડી, શાક, થોડી રોટલી વગેરે ખોરાકમાં આપવાં. દવામાં, અરડૂસીનાં પાંદડાંનો બે તોલા રસ રોજ બેવાર આપવો. વધારે ઉધરસ હોય તો આ રસ રોજ ત્રણવાર આપવો. અરડૂસીથી લોહી ઘટ્ટ થાય છે, તેથી લોહી પડતું બંધ થાય છે. વળી અરડૂસીથી દસ્ત પણ સાફ ઊતરે છે.

વાંસકપૂર તોલો ૧, ખેરસાર તોલો ૧ અને સોનાનો વરખ તોલા ૨–એ ત્રણેને તે બરાબર એકરૂપ થઈ જાય એવાં વાટીને તેનું ચૂર્ણ બનાવવું. એ ચૂર્ણમાંથી સવારે અને સાંજે એકએક વાલ

ચૂર્ણ મધ સાથે ચટાડવું.

સિતોપલાદિ ચૂર્ણ આપવામાં વાંધો નથી પણ ઉધરસ વધી જાય તો સિતોપલાદિ ચૂર્ણ કે ગળ્યા પદાર્થો આપવા બંધ કરવા.

ઉપર કહેલો દારૂ (દ્રાક્ષનો દારૂ કે Port wine) દરેક ટંકે દોઢ–બે તોલા રોજ બેવાર પાવો. તે પછી કલાક કે અડધા કલાકે ઉપર જણાવેલો ખોરાક આપવો, પણ વધારે ફાયદો કરવા માટે બન્ને ટંકે ખોરાકની શરૂઆતમાં બકરીના માંસનો રસ આપવો. ચાર તોલા બકરીના માંસના નાના ટુકડાને ૩૨ તોલા પાણીમાં ઉકાળી જ્યારે ચાર તોલા રસ બાકી રહે, ત્યારે ઉતારી, ગાળી, અંદર ઘી, હિંગ અને જીરાનો વઘાર કરવો. પછી એક તોલો રાંધેલા ભાત ભેગો એક–બે તોલા આ તૈયાર કરેલો માંસરસ આપી પછી બીજો ખોરાક આપવો. દરરોજ માંસરસ તાજો બનાવવો. પચી શકે તેમ વધતાંવધતાં પાશેર માંસરસ સુધી વધતાંવધતાં તો શરીર સારું થઈ જાય છે.

## ૧૩ : કાસ–ઉધરસ,+ ૧૪ : હિક્કા–હેડકી, ૧૫ : શ્વાસ–દમ અને ૧૬ : સ્વરભેદ*

આ ચારે શ્વાસનળીના (Wind pipeના) રોગ છે.

સ્વરભેદ સિવાયના બીજા ત્રણે રોગોમાં હીમજ આપવી. સ્વરભેદ ક્ષયમાંથી ઉત્પન્ન થયો હોય તો એમાં લાંઘણ કે હીમજ કામ આવતાં નથી.

---

+ Cough, Hiccough, Asthma & Hoarseness of Voice.

* અવાજ ખોખરો થઈ બેસી જાય અને બોલતાં, અવાજ કાઢતાં મુશ્કેલી પડે.

**ઉપચાર :** ઉપરના ચારે રોગમાં અરડૂસી, સૂંઠ, ભારિંગમૂળ અને ભોરિંગડીને સમભાગે લઈ એનો ક્વાથ દિવસમાં બેવાર આપવો.

ઉપરના ચારે રોગમાં અધોળ આદુંનો રસ તથા અમૃતમંજરીની બેત્રણ ગોળીઓ જમતા પહેલાં અડધે કલાકે દિવસમાં બેવાર આપવાં.

ઉધરસમાં કફ પડતો હોય કે સાથે તાવ હોય, તો ઉપવાસ કરાવવો. ઉધરસમાં જો કફ બોલતો હોય કે પડતો હોય કે મોં ચીકણું રહેતું હોય, તો દાળભાત, ખીચડી તથા શાકનો હલકો ને લૂખો ખોરાક આપવો. સૂકી ઉધરસમાં તાવ ન હોય તો બધો ખોરાક આપી શકાય. હેડકીમાં ઉપર જણાવેલી સામાન્ય દવા ઉપરાંત મધ તોલો ૦॥ અને પીપર ⅛ તોલો ચટાડવાં.

દમમાં સાથે તાવ હોય તો ઉપવાસ કરાવવો, ખોરાક ઉધરસ પ્રમાણે આપવો. ક્ષયથી થયેલા સ્વરભેદમાં બધો ખોરાક આપી શકાય.

## ૧૭ : અરુચિ (Loss of Appetite, Anorexia)

**આમારુચિ શી રીતે થાય છે ?** અરુચિ ત્રણ રીતે થાય છે. જ્યારે હોજરીમાં આમ ભર્યો હોય છે, ત્યારે ભૂખ લાગતી નથી. તેથી ખાવાની રુચિ થતી નથી. આને આમારુચિ કહેવામાં આવે છે.

**અજીર્ણ અને આમારુચિમાં તફાવત :** અજીર્ણ અને આમારુચિમાં ફરક એ છે કે અજીર્ણમાં ઝાડા કે ઊલટી અથવા તે બંને થાય છે, પણ આમારુચિમાં એવા કોઈ ઉપદ્રવ થતા નથી.

**આમારુચિના ઉપાય :** આમારુચિમાં ખાવાની રુચિ થાય ત્યાંસુધી ઉપવાસ કરાવવા. ઉપવાસ દરમિયાન પણ હીમજ આપવી. ઉપવાસ છૂટ્યા પછી તાવના પ્રકરણમાં જણાવેલા ખોરાકનો ક્રમ શરૂ કરવો.

**ખરો અરુચિનો રોગ થયો ક્યારે કહેવાય?** ખરો અરુચિનો રોગ તો ત્યારે થયો કહેવાય કે જ્યારે ભૂખ લાગવા છતાં ખાવું કે પીવું કે બંને ભાવે નહિ. ભૂખ લાગે ને ખાવા બેસે ત્યારે દરદીને સૂગ હોય, એવી વસ્તુ જોવા કે સાંભળવાથી તથા સૂગ આવે એવું જોવાસાંભળવાથી ખાવુંપીવું ભાવતું નથી; અને કોળિયો મોંમાં મૂકે છતાં એ ગળે ઊતરતો નથી, ગળું તદ્દન સાફ હોવા છતાં પણ કોળિયો ગળે ઊતરતો નથી.

**અરુચિની ભયંકરતા :** અરુચિ રોગમાં ખવાય-પિવાય નહિ તેથી શરીરને પોષણ ન મળવાથી, જો તરત ન ચેતીએ તો અને દરદી ખાઈ ન શકે તો પરિણામે મૃત્યુ થાય છે.

**અરુચિના ઉપાય :** આવી અરુચિમાં રોજ હીમજ આપવી. રુચિ ઉત્પન્ન કરવા દવા તરીકે રોજ દિવસમાં ત્રણવાર દરેક વખતે ૦। તોલો આદું થોડું સિંધાલૂણ ભભરાવી ચવડાવવું.

તાવના પ્રકરણમાં જણાવેલો મલમ મોંમાં આછો ચોપડવાથી તે રુચિ ઉત્પન્ન કરે છે.

આ બીજા પ્રકારની ખરી અરુચિમાં દરદીને લલચાવી–ફોસલાવી એને મનગમતા પદાર્થ ખાવાપીવા આપવા. આમ એ બેચાર દિવસ ખાતોપીતો થાય એટલે તેની અરુચિ દૂર થવા માંડે છે.

**ઉપદ્રવ–અરુચિ : તેના ઉપાય :** વળી ઉદર કરડે, ગૂમડાં થાય વગેરે રોગોના ઉપદ્રવરૂપે પણ અરુચિ થાય છે. આવી ઉપદ્રવ-અરુચિ તે તે મૂળ રોગ મટે એટલે મટી જાય છે. આ અરુચિમાં પણ હીમજ આપવી.

## ૧૮ છર્દિ: –ઊલટી, હલ્લાસ–ઊબકા

## (Vomits, Dry Vomits)

**ઉપચાર:** ઊલટી તથા ઊબકામાં ઊલટી તથા ઊબકા બંધ થાય ત્યાંસુધી ઉપવાસ કરાવવા.

**ઉપવાસ પછી પાચન ઔષધ:** ઊલટી તથા ઊબકા બંધ થયા પછી પાચનમાં નીચે જણાવેલું હિંગ્વષ્ટક ( હિંગળાષ્ટક ) ચૂર્ણ દિવસમાં બેવાર અડધોઅડધો તોલો આપવું.

**હિંગળાષ્ટક ચૂર્ણની બનાવટ:** શેકેલી ચોખ્ખી હિંગ, સૂંઠ, કાળાં મરી, પીપર, બોડી અજમો, સિંધાલૂણ, જીરું અને શાહજીરું એ આઠે દવા સમભાગે લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**ઉપવાસ પછીનો ખોરાક:** ઉપવાસ પછી ખોરાકમાં મમરાનું જાવરું આપવું. ( જાવરું શી રીતે બનાવવું તે માટે તાવનું પ્રકરણ જુઓ. ઘઉં વગેરેના ભૂકાને બદલે મમરાનો ભૂકો વાપરવો.) પછી ધીમેધીમે દરદીને ખોરાક ઉપર ચડાવવો.

**કેવું અને કેટલું પાણી પીવું?** ઊલટીમાં તથા ઊબકામાં ઊનું કરીને અડધું બાકી રહેલું પાણી ઠારીને પાવું. પાણી બને તેટલું થોડું પીવું પણ સમૂળગું ન પીએ એવું ન કરવું.

## ૧૯ : તૃષા–તરસનો રોગ ( Thirst )

**તૃષારોગનું લક્ષણ:** તૃષા એ સ્વતંત્ર રોગ છે. એમાં આખો વખત તરસ લાગ્યા કરે છે.

**કેવું ને કેટલું પાણી પિવાય?** એમાં ઊનું કરીને અડધો-અડધ બાળીને ઠારેલું પાણી થોડુંથોડું આપવું.

**ઉપાય:** દવામાં એક તોલો કાળી દ્રાક્ષ અને એક તોલો ધાણા એ બંનેનો ભેગો ક્વાથ દિવસમાં બેવાર આપવો.

**ખોરાક:** દાળનું પાણી, મગનું પાણી અને ભાત વગેરે હલકો ખોરાક આપવો.

## ૨૦ : મૂર્છા–બેભાની, તાણ, તંદ્રા

### ( Cyncope, Hysteria, Coma )

મૂર્છારોગ સ્વતંત્ર થાય છે અને બીજા રોગોના ઉપદ્રવરૂપે પણ થાય છે.

**મૂર્છા, તાણ વગેરેના ઉપાય:** ગમે તે પ્રકારની મૂર્છામાં કપાળે ઠંડા પાણીની છાલકો મારવી અને પંખો નાખવો.

તાણ–હીસ્ટીરિયા આવે ત્યારે અથવા તાણ આવવાનાં ચિહ્નો જણાય ત્યારે નીચે જણાવેલું બેઆનીભાર નસ્ય નસકોરામાં ફૂંકવું. હરડે (હીમજ) રોજ આપવી.

**નસ્ય:** કાળાં મરી અને સિંધાલૂણનું વસ્ત્રગાળ ચૂર્ણ સમભાગે ભેગું કરવું.

ઝેરથી થયેલી બેભાની, ઘેન, તાણ અણગમાને લીધે આવેલી મૂર્છામાં પણ રોજ હીમજ આપવી. દિવસમાં બેવાર બબ્બે તોલા કાળી દ્રાક્ષ આપવી, કપાળ ઉપર પાણીની છાલકો મારવી અને સાથે પંખો નાખવો.

**મૂર્છા–તાણમાં પથ્ય ખોરાક:** ખોરાક હલકો આપવો તથા ખોરાકના અડધા કલાક પહેલાં અધોળ આદુંનો રસ પાવો.

## ૨૧ : મદાત્યય-દારૂ વધારે પીવાથી થતા રોગ
## (Alchoholism)

**દારૂ એટલે શું ?** દારૂ મોટે ભાગે અગ્નિતત્ત્વવાળું પાણી છે. પૃથ્વીના ઊંડાણમાં રહેતું પાણી ત્યાં રહેલા અગ્નિતત્ત્વ સાથે ભળવાથી પેટ્રોલ વગેરે જેવાં તેલો બને છે. તેમ દ્રાક્ષ વગેરે પદાર્થોને આથો આણવાથી, તે પાણીમાં અગ્નિતત્ત્વ પેદા થાય છે ત્યારે દારૂ બને છે.

**દારૂ પીવાની સારી અને માઠી અસર:** દારૂ માપસર પીવાથી શરીર અને બુદ્ધિ દિવ્ય બને છે, પણ જેમ અફીણ ખાવાથી માણસ ઘેનમાં પડે છે અને ઊંઘી જાય છે તેમ દારૂ પીવાથી માણસને ઘેન આવે છે; પણ ઊંઘને બદલે શરૂઆતમાં બોલબોલ કરવા માંડે છે.

**દારૂ પીવાથી રોગો કેમ થાય છે?** દારૂના અગ્નિથી જઠરાગ્નિ બહુ ઊઘડે છે. એટલે માપસર દારૂ પીનાર વધારે ખાઈ શકે છે અને શરીર સારું બંધાય છે; પણ દારૂનો ગુણ પીનારને બોલબોલ કરાવવાનો હોવાથી પીનાર વધારે ને વધારે દારૂ માગે છે અને એમ વધારે દારૂ પીવાથી રોગ થાય છે.

દારૂ વધારે પીવાથી તે ગરમ હોવાથી શરીરની સાતે ધાતુઓને સૂકવી રૂક્ષ બનાવે છે એટલે શરીર ખોખા જેવું થઈ જાય છે અને નિર્બળ બને છે. વળી દારૂ પીનાર ઘેનમાં ને ઘેનમાં વધારે જમે છે તેથી અજીર્ણ થાય છે, તાવ આવે છે, લિવર (કાળજું) તથા બરલ વધે છે અને તે ગાંડો બને છે.

**મદાત્યય રોગ ક્યારે થયો કહેવાય?** જો દારૂ વધારે પીવાથી એના ઉપદ્રવરૂપે ઉપરના કે બીજા રોગ થયા હોય, તો તે મદાત્યય થયો છે એમ કહેવાય છે.

**મદાત્યયના ઉપાય:** મદાત્યયમાં હીમજ તોલો ૧ આપવી. રોજ બે કે અઢી તોલા દારૂ પીવા દેવો. દારૂ સમૂળગો છોડાવી દેવાથી મદાત્યયના દરદીને નુકસાન થાય છે; માટે જે જાતનો દારૂ પીવાથી

મદાત્યય થયો હોય તેનાથી વિરુદ્ધ ગુણવાળો દારૂ દરદીને રોજ બે કે અઢી તોલા પાવો. દૂધ, છાશ, સાકર, દ્રાક્ષ વગેરે ઠંડા ઉપચાર કરવા. ભૂખ પ્રમાણે હલકું ખાવા દેવું.

## ૨૨ : દાહ–બળતરા

**બે પ્રકારના દાહ :** દાહ બે પ્રકારના છે : આંતરદાહ અને બાહ્યદાહ. આંતરદાહમાં શરીરની અંદરના ભાગમાં બળતરા થાય છે અને બાહ્યદાહમાં ચામડી પર બળતરા થાય છે.

**દાહ શાથી થાય ?** પિત્ત એટલે અગ્નિનું પ્રમાણ શરીરમાં વધવાથી દાહ થાય છે. વધારે દારૂ પીવાથી શરીરમાં લોહી વધે છે તે સાથે પિત્ત પણ વધે છે તેથી લોહી તર્પણ કરનાર ધાતુ છે એટલે લોહી નીકળે ત્યારે તર્પણ ન થવાથી, મૂઢ માર વાગવાથી લોહી શરીરમાં જમા થઈ તે ઠેકાણે સોજો આવવાથી, ધાતુક્ષયથી, તેમ જ બીજાં કારણોને લીધે પિત્તનું પ્રમાણ વધવાથી દાહ થાય છે.

**ઉપાય :** ધાણા અને કાળી દ્રાક્ષ પાણીમાં ચોળીને પીવાથી આંતરદાહ અને બાહ્યદાહ મટે છે. વળી આંતરદાહવાળાને હરડે આપવી અને બાહ્યદાહવાળાને અનેકવાર ધોયેલું ઠંડું ઘી શરીરે ચોપડવું.

**પથ્ય ખોરાક :** ખાવામાં દાળભાત, દૂધ વગેરે ઠંડક કરનાર હલકો ખોરાક આપવો.

## ૨૩ : ઉન્માદ–ગાંડપણ (Insanity, Lunacy)

**ઉન્માદના પ્રકાર :** ઉન્માદ અનેક પ્રકારનો છે. ઉન્માદ દરમિયાન દરદીમાં જેવાં લક્ષણ વ્યક્ત થાય છે તેવો ઉન્માદ કહેવાય છે; જેમ કે દેવોન્માદ, પિતૃઉન્માદ, રાક્ષસોન્માદ, ભૂતોન્માદ વગેરે.

પણ ઉપચારની દૃષ્ટિએ બે જ ભેદ પાડવા જરૂરી છે: ચિત્તવિભ્રમ અને ઉન્માદ.

**ચિત્તવિભ્રમનાં લક્ષણ :** ચિત્તવિભ્રમમાં માણસનું ચિત્ત એક સ્થળ કે વિષય ઉપર સ્થિર થઈ શકતું નથી. તેથી તે એક જગાએ સ્થિર થઈ બેસી રહી શકતો નથી તથા એક વિષયની વાત કરતાંકરતાં અનેક વિષયોની વાતો કરી નાખે છે.

**ઉન્માદનાં લક્ષણ :** ઉન્માદમાં માણસ એક જગાએ પડ્યો રહે છે, અસંબદ્ધ પ્રલાપ (બકવાટ) કરે છે અને ધમપછાડા કરે છે.

**બન્ને પ્રકારના ઉન્માદના ઉપાય :** ચિત્તવિભ્રમ તથા ઉન્માદમાં દરદીને દિવસમાં સવારસાંજ બેવાર દર ટંકે હીમજ તોલો ૧ આપવી. વજ, માલકાંકણી કે બ્રાહ્મીની ૦। તોલાથી ૦॥ તોલા સુધીની ફાકી પાણી સાથે આપવી. વજ ગમે તે જાતની હોય તો ચાલે. વજથી ઊલટી થાય છે અને જીવને મોળ આવે છે. માલકાંકણીથી જુલાબ થાય છે પણ ચીકણી (તેલી) હોવાથી અને વિચિત્ર ગંધવાળી હોવાથી ફાકવી જરા મુશ્કેલ પડે છે. બ્રાહ્મી બુદ્ધિ ઉપર એકદમ અસર કરે છે, તેથી તાજા ચિત્તવિભ્રમમાં કે તાજા ઉન્માદમાં બ્રાહ્મી આપવાથી રોગ વધે છે. તેથી જૂના ઉન્માદ કે જૂના ચિત્તવિભ્રમમાં જ બ્રાહ્મી આપવી.

**ઊંઘાડવાનો ઉપાય :** (બન્ને પ્રકારના) ઉન્માદમાં ઊંઘ હોતી નથી, માત્ર ઘેન જ હોય છે. તેથી દરદીને ઊંઘાડવા ૦। તોલા ગોળમાં ૦। તોલો પીપરીમૂળની ગોળી વાળી ભેંશના અરધો શેર દૂધ સાથે રાત્રે આપવી; તેથી એકદમ ઊંઘ આવે છે.

**ગાંડપણમાં ખોરાક :** ખોરાકમાં જૂનું (ન મળે તો નવું) ઘી, ભેંશનું દૂધ, દાળ, ભાત, શાક વગેરે આપવાં. લોટ, તીખાશ અને ખટાશ ન આપવાં.

## ૨૪ : અપસ્માર—વાઈ ( Epilepsy )

**વાઈ કયા દોષથી આવે છે?** વાઈ કફ, પિત્ત, વાયુ કે ત્રિદોષથી થાય છે, છતાં એમાં કફ પ્રધાનપણે હોય છે.

**વાઈનાં લક્ષણો :** વાઈમાં યાદશક્તિ જતી રહે છે, મોંએ ફીણ આવે છે તથા તાણ આવે છે.

**વાઈના ઉપાય :** રોજ હીમજ તોલો ૧ આપવી. દિવસમાં સવારસાંજ બેવાર ૦| તોલો વજ પાણી સાથે ફકાવવી; અથવા એકથી બે તોલા લસણની કળીઓ ઘીમાં તળીને દિવસમાં બેવાર ખવડાવવી.

કશી દવા કર્યા સિવાય ફક્ત ગાયના શુદ્ધ દૂધ ઉપર દરદીને રાખવાથી પણ વાઈ મટી જાય છે; પણ આ ગાયના દૂધનો પ્રયોગ ચાલે તે દરમિયાન પાણી પીવાનું તદ્દન બંધ કરવું જોઈએ.

**પથ્ય ખોરાક :** ખોરાકમાં ગાયનું દૂધ, ભાત કે દાળભાત અને શાક આપવાં.

## ૨૫ : વાતવ્યાધિ—વાયુના રોગો

**વાયુનું કામ-ગતિ :** જે અણુઓનું શરીર બને છે તે દરેક અણુમાં કફ, પિત્ત અને વાયુ હોય છે. વાયુ અણુને ગતિ આપનાર છે. ગતિમાત્ર વાયુને આભારી છે, ચેતનને આભારી નથી. પ્રાણીને મારી નાખ્યા પછી પણ એના માંસના ટુકડા કે અવયવો હાલતા—ઊછળતા જણાય છે; માટે ગતિ ચેતનને આભારી નથી પણ વાયુને આભારી છે.

**વાયુના રોગના પ્રકાર :** આ વાયુ જે સ્થાનમાં ભરાઈને રોગ કરે છે તે ઉપરથી જુદાજુદા વાયુના રોગોનાં નામ આપવામાં આવે છે. રોગને લીધે થતાં લક્ષણો ઉપરથી પણ કેટલાંક

નામ આપવામાં આવે છે. આમ વાતવ્યાધિઓના ૮૦ કે ૮૪ પ્રકાર ગણાવવામાં આવે છે. તેમનાં જુદાંજુદાં નામ તથા લક્ષણ માટે આયુર્વેદના મૂળ ગ્રંથ જોવા.

ઉપચારની દૃષ્ટિએ વાયુના રોગના માત્ર બે પ્રકાર જ આપણે ગણવા : પીડાવાળો (સામ) અને પીડાવિનાનો (નિરામ). કોઈ પણ અંગ તરફ વાયુ જતો હોય તેમાં કફ આડો આવે, અથવા જ્યારે વાયુ સાથે આમ ભળેલો હોય, ત્યારે જ પીડા થાય છે. પીડામાત્ર વાયુના રોકાણને આભારી છે. જ્યાં જ્યાં પીડા હોય ત્યાં ત્યાં કફ કે આમ હોવો જ જોઈએ એમ સમજવું.

**સામ વાતવ્યાધિનો ઉપાય :** માટે પીડાવાળા વાતવ્યાધિમાં લાંઘણ કરાવવી. પીડા મટે ત્યારે અથવા કફનું આવરણ દૂર થાય અને આમ પાકે, ત્યારે તાવના પ્રકરણમાં આપેલા ક્રમમાં લાંઘણ છોડાવવી. જો દરદીને ખોરાક વિના ન જ ચાલે તો જ દાળના પાણી ને ભાત જેવો હલકો ખોરાક આપવો.

**નિરામ વાતવ્યાધિનો ઉપાય :** પીડાવિનાના વાતવ્યાધિમાં સ્નિગ્ધ ખોરાક (ચીકાશવાળો ખોરાક) આપવો.

**સામ અને નિરામ વાતવ્યાધિમાં આદું :** બન્ને પ્રકારના વાતવ્યાધિમાં (ઉપવાસમાં પણ) આદુંનો રસ પાવો. અધોળથી નવટાંક આદુંનો રસ દિવસમાં બેવાર પાવો. આથી આમ તથા કફ પાકશે અને વાયુની ગતિ ચાલુ થશે.

**નિરામ થયા પછી વાતવ્યાધિના ઉપાય :** ઉપવાસ કર્યા પછી પીડાવાળા વાતવ્યાધિમાં પીડા મટ્યા પછી અને પીડાવિનાના (નિરામ) વાતવ્યાધિમાં શરૂઆતથી જ રોજ દિવેલનો રેચ આપવો. તેથી શરીરમાં સ્નેહન થાય અને વાયુ અનુલોમ થાય; આથી વાતવ્યાધિ મટે છે. નીચે જણાવેલો મહારાસ્નાદિ ક્વાથ રોજ દિવસમાં બેવાર આપવો.

**મહારાસ્નાદિ ક્વાથનો પાઠ :** રાસ્ના, એરંડાનું મૂળ,

અરડૂસો, ધમાસો, કચૂરો. દેવદાર, બળદાણા, મોથ, સૂંઠ, અતિવિષ, હરડે, ગોખરુ, ગરમાળો. વરિયાળી, ધાણા, સાટોડી, આસગંધ, ગળો, પીપર, વરધારો, શતાવરી, વજ, કંટાસળીઓ, ચવક, ઊભીરિંગણી અને બેઠીરિંગણી-ઉપરનાં ૨૬ દ્રવ્યોમાં રાસ્ના ત્રણ ભાગ અને બાકીનાં એકએક ભાગ લઈ અધકચરાં ખાંડી તેના ક્વાથ કરી યોગરાજ ગૂગળ સાથે પીવો.

**યોગરાજ ગૂગળનો પાઠ:** સૂંઠ, પીપરીમૂળ, ચવક, પીપર, શેકેલી હિંગ, બોડીઅજમો, સરસવ, જીરું, શાહજીરું, નગોડનાં બીજ, ઇંદ્રજવ, કાળીપાટ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગી, વજ, ભોંયપીલૂડી, તમાલપત્ર, દેવદાર, ઉપલેટ, રાસ્ના, મોથ, સિંધાલૂણ, એલચી, ગોખરુ, હરડે, ધાણા, બહેડાં, આમળાં, તજ, વાળો અને જવખાર-એ ૩૪ દ્રવ્યોને સમાન ભાગે લઈ એમનું ઝીણું ચૂર્ણ કરવું. પછી વજનમાં ૩૪ દ્રવ્યોના ચૂર્ણ જેટલા શુદ્ધ કરેલા (સાફ કરેલા) ગૂગળને ઘી સાથે કૂટી બરાબર નરમ કરવો. પછી એ નરમ થયેલા ગૂગળમાં પેલી ૩૪ વસ્તુઓનું ઝીણું ચૂર્ણ નાખી બધું ભેગું ખાંડી, એકરસ કરી નાખવું. પછી એ પિંડાને ઘીના વાસણમાં રાખી મૂકવો. તે પછી ૨૪ કલાકે એમાંથી ०। તોલાની એકએક ગોળી થાય એવી ગોળીઓ વાળવી. શરૂઆતમાં રોજ એકએક ગોળી, થોડા દિવસ પછી બબ્બે ગોળી, પછી થોડા દિવસ ત્રણત્રણ ગોળી અને પછી ચારચાર ગોળી લેવી.

**તેલ શા માટે ચોળવું?** દરેક વાતવ્યાધિમાં શરૂઆતથી તેલ ચોળીને શેક કરવો. તેથી કફ ઓગળે, આમ પાકે અને બહારની હવા અડકે નહિ.

**પક્ષાઘાતમાં ઉપાય તથા ખોરાક:** પક્ષાઘાતમાં પણ પીડા હોય ત્યાંસુધી લંઘન કે તદ્દન હલકો ખોરાક આપવો. પાચન તરીકે જમતા પહેલાં અડધે કલાકે અધોળ આદુંનો રસ પાવો. સવારમાં દિવેલનો રેચ આપવો. રેચથી એકાદ જુલાબ ઊતર્યા પછી

સવારે નીચે જણાવેલો માષાદિ ક્વાથ આપવો અને માષાદિ તેલ ચોળવું.

**માષાદિ ક્વાથનો પાઠ:** મોટા બળદાણાનાં બીજ, નાના બળદાણાનાં બીજ, એરંડાનાં મૂળ તથા અડદ—એ ચારે દ્રવ્યો સમભાગે લેવાં. બંને જાતના બળદાણાનાં બીજ ન મળે તો જે જાતનાં મળે તે બમણાં લેવાં.

**માષાદિ તેલનો પાઠ:** અડદ, કૌચાં, અતિવિષની કળી, એરંડાનાં મૂળ, રાસ્ના, સવા અને સિંધાલૂણ—એ સાત દ્રવ્યો સરખે વજને લઈ, બધાંને વાટી લૂગદી કરવી. પછી એ લૂગદીના વજનથી ચારગણા વજન જેટલું તેલ લેવું. પછી દર એક તોલા લૂગદીએ ત્રણ તોલા અડદ અને ત્રણ તોલા કાંસકીને, અડદ અને કાંસકીથી આઠગણા પાણીમાં ઉકાળી, ઊકળતાંઊકળતાં આઠમા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી, એ અડદ અને કાંસકીના ક્વાથનું પાણી ગાળી લેવું. પછી લૂગદી, તેલ અને ક્વાથનું પાણી ભેગાં એકરસ કરી ઉકાળવાં. ઊકળતાંઊકળતાં પાણી બળી જાય અને તેલ બાકી રહે, ત્યારે ઉતારી લેવું. આને માષાદિ તેલ કહેવામાં આવે છે.

## ૨૬ : વાતરક્ત—પત (Leprosy)

**પત શાથી થાય?** કચરેલા તેલવાળા તલ, ખાટો ખોરાક અને અનૂપદેશમાં થતા ગેંડા, સૂવર વગેરેનું ચરબીભર્યું માંસ ખાવાથી તથા તડકે ફરવાથી વાતરક્તનો રોગ થાય છે.

**પતના બે પ્રકાર. તેનાં લક્ષણ:** આ રોગ ઉત્સેધવાળો અને ઉત્સેધવિનાનો એમ બે જાતનો છે. ઉત્સેધવાળા પતમાં શરીરે ઢીમડાં-ઢીમડાં થઈ જાય છે અને ઉત્સેધવિનાના પતમાં ઢીમડાં થતાં નથી.

પતના રોગીને નજરે જોવાથી રોગ ઓળખી શકાય છે. પતવાળો ભાગ જૂડો પડતો જાય છે, ત્યાં ટાંકણી અડકાડીએ તોપણ દરદીને દુ:ખ થતું નથી.

**પતમાં અંગ ખરી પડે છે તેનું કારણ:** બન્ને પ્રકારના પતમાં

ઉપર જણાવેલા કુપથ્યથી પહેલો વાયુ બગડે છે. એ બગડેલો વાયુ લોહીને બગાડી શરીરના છેડા એટલે હાથપગની આંગળીઓ, નાકનું ટેરવું, કાનની બૂટ વગેરે તરફ ધસડી જાય છે. તેથી તે ભાગની ચામડી સુકાઈ ને રૂક્ષ ( લૂખી ) થઈ જાય છે; અને સ્નાયુઓ કામ કરતા બંધ થઈ જવાથી તે અંગોનું હલનચલન બંધ થઈ જાય છે. છેવટે એ ભાગ જૂઠો પડી જાય છે. પછી ત્યાં સોજો આવે છે. તેના પર ખણવાથી ચામડી ઊખડે છે અને ધીમેધીમે અંગ પાકીને ખરી પડે છે.

**પત અને જૂના સંન્નિવા વચ્ચે તફાવત :** આ વાતરક્તને કેટલાક Gout કહે છે. પણ Goutમાં તો પગનો અંગૂઠો સૂજ્યા પછી ઘણા વખતે ચામડી ફાટીને ખડી જેવો સુકાયેલો ભૂકો નીકળે છે, પ્રવાહી નીકળતું નથી. જ્યારે પતમાં પ્રવાહી નીકળે છે.

**પત અને કુષ્ઠ ( કોઢ ) વચ્ચે તફાવત :** વળી બીજા કેટલાક વાતરક્તને ગલિતકુષ્ઠ ( ગલત કોઢ ) માને છે પણ કુષ્ઠ તો ચામડીનો રોગ છે, જ્યારે વાતરક્ત લોહીનો અને વાયુનો રોગ છે; માટે વાતરક્ત એ પત છે.

**ઉપાય :** પતના રોગીને રોજ એરંડિયાનો રેચ આપવો.

વળી ગમે તે ઝાડની ત્રણ ફૂટ લાંબી લીલી ગળો લાવવી. તેના ઝીણા ટુકડા કરી નવટાંક પાણીમાં ખૂબ ચોળવી–મસળવી. જ્યારે પાણી ખૂબ ચીકણું થાય ત્યારે ગાળીને પાવું. આમ દિવસમાં બેવાર ગળો પાવી. જો રોગ વધી ગયેલો હોય તો દર મહિને એકવાર ફસ ખોલાવવી.

**પથ્ય ખોરાક :** ખોરાકમાં મીઠું સૈંધવ કે કંઈ પણ મસાલા-વિનાની મગની દાળની લૂખી ખીચડી સિવાય કંઈ જ આપવું નહિ. આ પ્રયોગ બાર મહિના સુધી કરવો. જો તે દરમિયાન પણ લોહીનો વિકાર મટી ગયો હોય, એટલે સોજો ઊતરી જાય અને અંગ સુકાયલું રહે તો ઘી–દૂધ પચે એ પ્રમાણે આપી શકાય.

## ૨૭: ઊરુસ્તંભ—બે સાથળનું રહી જવું (Paraplegia)

**ઊરુસ્તંભની ઉત્પત્તિ અને લક્ષણ:** કફકારક અને ઠંડા ખોરાક ખાવાથી કફ તથા મેદ એટલા બધા થાય છે, કે સાથળમાં હાડકાંના પોલાણમાં રહેલી મજ્જાને ઠેકાણે કફ તથા મેદ ભરાઈ જાય છે. તે કફ ત્યાં ઠરી જાય છે તેથી તે ભાગમાં વાયુને રોકાણ થવાથી જડતા આવે છે; અને દરદીનો પગ પોતાની મેળે વળી કે ઊપડી શકતો નથી. આ રોગ ઊરુસ્તંભ કહેવાય છે.

ઊરુસ્તંભમાં દરદીની કેડ અને ઢીંચણ વચ્ચેના પગના ભાગની ચામડીને વિપરીત જ્ઞાન થાય છે. એટલે ગરમ સ્પર્શ ઠંડો લાગે છે. વળી દરદીની કેડ એવી સજ્જડ થઈ જાય છે કે જાણે કેડે પાટો બાંધી રાખ્યો હોય એવું દરદીને લાગે છે. વળી ઊરુસ્તંભવાળા પગના સાંધા પોતાની મેળે સહેલાઈથી વળી શકતા નથી પણ એને હાથથી ઉપાડી કે ફેરવીને પગના સાંધા પાસે કામ લેવું પડે છે.

**ઊરુસ્તંભ મટવો મુશ્કેલ હોય છે:** આ રોગ મટવો મુશ્કેલ છે પણ યોગ્ય ઉપચારથી લાંબે વખતે મટી શકે છે. આ રોગના દરદીને પોતાના સ્નાયુ પર કાબૂ ન હોવાથી ઝાડોપેશાબ બંધ થઈ જાય છે. વળી કફ ઠેઠ હાડકાંના પોલાણમાં ભરાયેલો હોવાથી અને સાથળનાં હાડકાંમાં વચ્ચેવચ્ચે બાકાં ન હોવાથી અને રગો જ્યાંથી હાડકાંના પોલાણમાં પોષણ આપવા જાય છે તે માર્ગ તે તે રગથી બરાબર સજ્જડ બંધ થઈ ગયેલો હોવાથી, હાડકાંના પોલાણમાં રહેલા કફ ઉપર દવાની અસર એકદમ પહોંચી શકતી નથી. તેથી આ રોગ કષ્ટસાધ્ય છે.

**ઉપાય:** રાફડાની માટી લાવીને પાણીમાં ખદખદાવીને દઝાય નહિ એવો બે ઇંચ જાડો થર ઢીંચણથી કેડ સુધી કરવો, તેથી શેક થઈ કફ ઓગળશે અને શિરાઓ એને ચૂસીને બહાર કાઢી શકશે. શેકની અસર થઈ રહે ત્યારે બીજો થર કરવો. વળી

રોજ એક તોલો હીમજ અને સૂંઠ આપવાં. સૂંઠ દિવસમાં બેવાર અડધોઅડધો તોલો આપવી.

પાણીમાં અવગાહન કરવાથી એટલે કે કેડથી ઢીંચણ સુધીનો ભાગ ઠંડા પાણીમાં ડુબાવી રાખવાથી તે ભાગનાં છિદ્રો બંધ થઈ જાય છે અને પરસેવો થતો નથી. તેથી શરીરની ગરમી અંદર ને અંદર રહી હાડકાંની અંદરના કફને ઓગાળે છે; માટે દેખીતી રીતે અવગાહન વિરુદ્ધ લાગવા છતાં ઇષ્ટ છે.

જ્યારે કફ અને ચરબી ઓછાં થઈ જાય અને માત્ર બગડેલો વાયુ હાડકાંમાં બાકી રહે, ત્યારે ચામડીનું વિપરીત જ્ઞાન મટી જાય છે અને ખાલી ચઢતી નથી. એવી સ્થિતિ આવે ત્યારે યોગરાજ ગૂગળની ગોળીઓ આપવી. દિવસમાં એકવાર બેઆનીભાર ($\frac{1}{8}$ તોલો) ગોળીઓથી શરૂઆત કરવી. પછી જો દુઃખ ન વધે તો ગોળીઓ વધતાંવધતાં દિવસમાં બેવાર દરેક ટંકે ૦। તોલા સુધી લેવી. દુઃખ વધે તો ગોળીઓ ઓછી કરી નાખવી અથવા બંધ પણ કરી દેવી અને જાણવું કે હજી કફ અને મેદ (ચરબી) બરાબર નીકળ્યા નથી.

**પથ્ય ખોરાક:** ખોરાકમાં મીઠા કે સિંધવ વિનાની મગની દાળની લૂખી ખીચડી આપવી. ઘી, તેલ, દૂધ, દહીં, ચીકાશવાળા પદાર્થ, લોટ, ખારાશ વગેરે બંધ કરવાં.

## ૨૮: આમવાત–સંધિવા–ગાંઠિયો વા (Rheumatism)

**સંધિવાની ઉત્પત્તિ અને લક્ષણ:** ઘી, દૂધ, દહીં, ખાંડ વગેરે કફકારક ખોરાક ખાવાથી, ઠંડી હવા કે પીણાંથી, ચાંદી કે પરમિયાને લીધે શરીરના સાંધામાં હાડકાંના સાંધા ઉપર આવેલા શ્લેષ્માવરણના પડ ઉપર જયારે આમ ભરાય ત્યારે સાંધાના મિજાગરા હાલેચાલે ત્યારે, આમના દબાણને લીધે દુઃખ થાય છે તથા આમને લીધે વાયુની ગતિ રોકાવાથી પણ દુઃખ થાય છે; અને આમ ભરાવાથી

સાંધા ઉપર સોજો આવે છે, તે આમવાત કહેવાય છે.

**સંધિવા અને વાતવ્યાધિમાં તફાવત:** આગળ જણાવેલા ૮૪ વાતવ્યાધિઓમાં સોજો ન હોય અને હોય ત્યાં લોહીનો સોજો હોય અને અંગ સુકાઈ જાય, જ્યારે આમવાતમાં સાંધા ઉપર આમનો સોજો આવે છે.

**સંધિવાના પ્રકાર:** ઉપચારની દૃષ્ટિએ આમવાતના બે ભેદ પાડવા: Acute અને Chronic એટલે પિત્તપ્રધાન અને કફપ્રધાન. વાતપ્રધાન (Sub-acute) એ બેની વચ્ચેની સ્થિતિમાં હોય છે.

**લક્ષણ અને ઉપાય:** Acute (પિત્તપ્રધાન) આમવાતમાં સાંધા ઉપર સોજા સાથે ઘણો તાવ હોય છે અને Chronic (કફપ્રધાન) આમવાતમાં તાવ ઓછો હોય છે અથવા બિલકુલ નથી પણ હોતો. વાતપ્રધાનમાં સોજા સાથે થોડોઘણો તાવ રહે છે. પિત્તપ્રધાન સંધિવામાં તાવ ઊતરે ત્યાંસુધી લંઘન કરાવવું. પછી કફપ્રધાન સંધિવા જેવા ઉપચાર કરવા. કફપ્રધાન સંધિવામાં રોજ બેવાર દિવેલ તોલા બેનો રેચ આપવો. બે તોલા સૂંઠનો ક્વાથ રોજ બેવાર આપવો. ઉકાળેલું પાણી પાવું. ખોરાકમાં છાશ અને ભાત આપવાં. મીઠું તદ્દન બંધ કરવું અને શેક કરવો.

## ૨૯ : શૂળરોગ–સણકા (Neuralgia)

શૂળ અથવા સણકા બે રીતે આવે છે: સ્વતંત્ર રીતે અને બીજા કોઈ રોગના ઉપદ્રવરૂપે.

**ઉપદ્રવરૂપ શૂળ: તેના ઉપાય:** આમ કે કફના વ્યાધિના ઉપદ્રવરૂપે સણકા આવે, ત્યારે લાંઘણ કરાવવી જોઈએ અને શેક કરવો જોઈએ.

**સ્વતંત્ર શૂળ: તેના ઉપાય:** પણ સોજો ન હોય છતાં અને બીજો કોઈ રોગ ન હોય, છતાં જ્યારે સણકા આવે ત્યારે એ સ્વતંત્ર

થળરોગ કહેવાય છે. એમાં રોજ અધોળ દિવેલનો રેચ આપવો, બે તોલા સૂંઠનો ક્વાથ દિવસમાં બેવાર આપવો, શેક કરવો. ઘી કે તેલમાં કકડાવેલું લસણ ખવડાવવાથી ખાસ ફાયદો થાય છે. ખોરાકમાં ઘી, દૂધ, અડદ, તેલ વગેરે સ્નિગ્ધ ખોરાક આપવો.

## ૩૦: ઉદાવર્ત–શરીરના વેગમાંથી કોઈ પણ વેગને રોકવાથી કે પરાણે કાઢવાથી થતા રોગ

**ઉદાવર્તરોગ શાથી થાય?** અધોવાયુ (વાછૂટ), મળ, મૂત્ર, બગાસાં, આંસુ, છીંક, ઓડકાર, ઊલટી, મૈથુન, ભૂખ, તરસ, થાકનો શ્વાસ અને ઊંઘ–એ તેર શરીરના કુદરતી વેગો છે. એમને પરાણે રોકવાથી કે પરાણે કાઢવાથી જે રોગો થાય છે, તેને ઉદાવર્ત કહેવાય છે.

**ઉદાવર્તરોગોની ભયંકરતા:** શરીરના તેર વેગમાંથી કોઈને પણ રોકવાથી કે પરાણે કાઢવાથી જે રોગ કે દરદ થાય છે, તે જ રોગ કે દરદ બીજા કારણથી પણ થઈ શકે છે; પણ વેગ રોકવાથી થયેલું દરદ બીજા કારણથી થયેલા એના એ જ દરદ કરતાં વધારે ભયંકર છે; માટે એ ઉદાવર્ત રોગોમાં ખાસ કાળજીપૂર્વક ઉપાય કરવા.

ઉદાવર્ત રોગો તાજા જ થતા હોય ત્યાંસુધી તો રોજ હીમજ લેવાથી મટી જાય છે, પણ વેગ રોકવાનું ચાલુ જ રાખવાથી દરદ વધી જાય, ત્યારે દરેક વેગ રોકવાથી જે દરદ ઊભાં થાય તેના ખાસ ઉપાય કરવા પડે છે. તે માટે કયો વેગ રોકવાથી કયાં દરદ થાય છે અને તે દરદ મટાડવા શું કરવું જોઈએ તે નીચે આપ્યું છે:

**વાછૂટના ઉદાવર્તરોગ:** વાછૂટ રોકવાથી ગોળો ચડે, વાયુ ઊંચે ચડે તેથી પીડા થાય. કંટાળો આવે, વાછૂટ, પેશાબ અને ઝાડો પોતાની મેળે થાય નહિ, આંખના તેજનો નાશ થાય, જઠરાગ્નિ મંદ પડે અને હૃદયના રોગો થાય.

**ઝાડાના ઉદાવર્તરોગ:** ઝાડો રોકવાથી પગે ગોટલા ચડે, સળેખમ થાય, માથું દુઃખે, હોઇયાં હોઇયાં થયા કરે ( ઓડકાર આવ્યા કરે ), કાતરથી અંગ કતરાતું હોય એવી પીડા થાય, હૃદયના ધડકારા રોકાય, મોંમાંથી ઝાડો નીકળે તથા વાછૂટ રોકવાથી જે રોગો થાય છે તે બધા રોગો પણ થાય.

**પેશાબના ઉદાવર્તરોગ:** પેશાબ રોકવાથી શરીર તૂટે ( કળે ), પથરી થાય, મૂત્રાશયમાં પીડા થાય, મૂત્રેંદ્રિયમાં પીડા થાય, અંડમાં પીડા થાય તથા વાછૂટ અને ઝાડો રોકવાથી થતા કેટલાક રોગો થાય.

**વાછૂટ, ઝાડા અને પેશાબના ઉદાવર્તરોગોના ઉપાય:** ગુદામાં ઘીની વાટ મૂકવી, તેલ ચોળવું, તેલભરેલા વાસણમાં ગુદા અને મૂત્રેંદ્રિય બોળાયેલાં રહે એવી રીતે બેસવું, શેક કરવો અને બસ્તિ આપવી.

**ઝાડાના ઉદાવર્તરોગનો વધારે ઉપાય:** જવ, દહીંનું નીતર્યું પાણી, બથવાની ભાજી વગેરે ગંઠાયેલા ઝાડાને તોડે એવાં અન્નપાન લેવાં.

**પેશાબના ઉદાવર્તરોગનો વધારાનો ઉપાય:** સવારમાં દાતણ કરી તરત નયણે કોઠે ( કંઈ પણ ખાધાપીધા વિના ) બીજી સવાર સુધીમાં પચી રહે એટલું ઘી રોજ પીવું અને રોજ જમતા પહેલાં તરત જ થોડું ઘી પીવું. જો આગલા દિવસનું ખાધેલું પચી ગયું હોય, તો જ વહેલી સવારે ઉપર કહ્યા પ્રમાણે ઘી પીવું.

**ઓડકારના ઉદાવર્તરોગો: તેમના ઉપાય:** ઓડકાર રોકવાથી અરુચિ થાય, કંપ થાય, જાણે દોરડાથી બાંધ્યાં હોય તેમ હૃદય અને છાતી જકડાઈ જાય, પેઢામાં આફરો ચડે, ઉધરસ આવે તથા હેડકી આવે છે. આ ઉદાવર્તરોગોમાં હેડકીના રોગ માટેના ઉપાય કરવા.

**છીંકના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** છીંક રોકવાથી માથું દુઃખે, ઇંદ્રિયોની શક્તિ ઘટે, ડોક રહી જાય, અડદિયો વા થાય (જડબું વાંકું થઈ જાય). છીંકના ઉદાવર્તના ઉપાય તરીકે તીક્ષ્ણ ધૂમ્રપાન કરવું, તીક્ષ્ણ અંજન આંજવું, તીક્ષ્ણ દ્રવ્યો સૂંઘવાં, તીક્ષ્ણ નસ્ય નાકમાં ફુંકાવવું, સૂર્ય તરફ જોવું વગેરે ક્રિયાઓ કરીને બંધ થઈ ગયેલી છીંકો ફરી પાછી આવે એવું કરવું. શેક કરવો અને સ્નેહન કરવું. માલકાંકણી, હળદર, બૃહત્પંચમૂલ, લઘુપંચમૂલ, મણશીલ, લાખ, ધોળી ગરણી, ત્રિફળા, ઉપલેટ, તગર વગેરે તીક્ષ્ણ સુગંધી દ્રવ્યો તથા વાવડિંગ, અઘેડો, સૂંઠ, પીપર, મરી, દારૂહળદર, રાળ, સરસડાંનાં બીજ, રિંગણીનાં બીજ, સરગવાનાં બીજ, મહુડાંનો સાર, સૈંધવ, રસાંજન, નાની અને મોટી એલચી અને હિંગુપત્રીઃ એટલાં તીક્ષ્ણ દ્રવ્યોની ધુમાડી વિધિસર પીવી, તે તીક્ષ્ણ ધૂમ્રપાન કહેવાય છે. ધૂમ્રપાન શી રીતે કરવું, તે માટે જુઓ ‘જીવનચર્યા’ નામની પુસ્તિકાઃ તાવના પ્રકરણમાં લખેલાં નસ્ય અને અંજન તીક્ષ્ણ છે.

**તરસના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** તરસ મારવાથી (રોકવાથી) મોં સુકાય છે, શરીર કરમાય છે, બહેરાશ આવે છે, ભાન જતું રહે છે, ચક્કર આવે છે અને હૃદયના રોગ થાય છે. એના ઉપાય તરીકે ઠંડા ઉપચાર કરવા. નહાવું, ખાવું, પીવું વગેરે ઠંડક થાય એવું કરવું.

**ભૂખના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** ભૂખ મારવાથી (રોકવાથી) શરીર તૂટે છે, અરુચિ થાય છે, શરીર ઊતરી જાય છે. તથા શૂળ અને ચક્કર આવે છે. એના ઉપાય તરીકે હલકું, ચીકાશવાળું, સરીકું અને થોડું ભોજન કરવું.

**ઊંઘના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** ઊંઘ રોકવાથી ભાન જતું રહે છે, માથું ભારે રહે છે, આંખો ભારે રહે છે, આળસ આવ્યા કરે છે, બગાસાં આવે છે અને શરીર તૂટે છે. તેના ઉપાય તરીકે ઊંઘ અને ચંપી છે.

**ઉધરસના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** ઉધરસ રોકવાથી વધારે ઉધરસ આવે છે, દમ ચડે છે, અરુચિ થાય છે, હૃદયના રોગો તથા હેડકીનો રોગ થાય છે. એના ઉપાય તરીકે ઉધરસ માટે કહેલા ઉપાયો પુષ્કળ કરવા.

**થાકથી ચડેલા શ્વાસના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** થાકથી શ્વાસ ચડ્યો હોય તેને રોકવાથી ગોળો ચડે, હૃદયના રોગો થાય અને ભાન જતું રહે છે. તેના ઉપાય તરીકે આરામ લેવો અને વાયુ મટે એવી ક્રિયા કરવી.

**વાયુ મટાડવાના ઉપાય :** સ્નેહન કરવું, શેક કરવો, શરીરનું થોડું સંશોધન કરવું, ગળ્યા, ખાટા, ખારા અને ગરમાગરમ ભોજ્ય પદાર્થો ખાવા, તેલ ચોળાવવું, ચંપી કરાવવી, શરીરે વસ્ત્ર વીંટવાં, (દરદીને) ભડકાવવો, દશમૂળનો કવાથ શરીર પર રેડવો, લોટ અને ગોળનો દારૂ પીવો, ચીકાશવાળી અને ગરમ નિરૂહબસ્તિ લેવી તથા અનુવાસનબસ્તિ લેવી, સુખસગવડમાં રહેવું, તલ, ચારોળી, અખરોટ, અળશી વગેરેના તેલમાં તથા ગાયભેંસના ઘીમાં દીપન અને પાચન દ્રવ્યો પકવીને જે તેલ કે ઘી રહે, તે તેલ કે ઘી ખાવામાં વાપરવું. ખાસ કરીને ચરબીભર્યો માંસનો માંસરસ, તલનું તેલ અને અનુવાસનબસ્તિ—એ ત્રણ વાયુ મટાડવાના ઉપાય છે. (હરડે દીપન અને પાચન દ્રવ્ય છે)

**બગાસાંના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** છીંકો રોકવાથી જે રોગ થાય છે, તે જ રોગ બગાસાં રોકવાથી થાય છે. તેના ઉપાય તરીકે વાયુ મટાડવાના ઉપાય કરવા.

**આંસુના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** આંસુ રોકવાથી સળેખમ થાય, આંખના રોગ થાય, માથાના અને હૃદયના રોગ થાય, ડોક રહી જાય, અરુચિ થાય, ચક્કર આવે અને ગોળો ચડે. તેના ઉપાય તરીકે ઊંઘવું, દારૂ પીવો અને મનગમતી વાતો કરવી.

**ઊલટીના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય :** ઊલટીઓ રોકવાથી રતવા થાય, આંખના રોગ થાય, શરીરે ચળ (ખણુજ) ઊપડે,

પાંડુરોગ થાય, તાવ આવે, ઉધરસ થાય, દમ ચડે, ઊબકા આવે, મોં પર કાળાં ચાઠાં પડે અને સોજો આવે. તેના ઉપાય તરીકે યોગ્ય ઔષધના કોગળા મોંમાં ભરાવવા, ઉપવાસ કરાવવો, લૂખું ખવડાવીને એ ખવડાવેલાની ઊલટી કરાવવી, કસરત કરાવવી, લોહી કઢાવવું, રેચ આપવા, ક્ષારો અને લવણો તેલમાં નાખી એ તેલ શરીરે ચોળવું.

**વીર્યના ઉદાવર્ત રોગો : તેમના ઉપાય:** વીર્ય નીકળતું હોય તેને પરાણે રોકવાથી વીર્ય નીકળ્યા કરે છે, ગુહ્ય ભાગોમાં પીડા થાય છે, ગુહ્ય ભાગો ઉપર સોજો આવે છે, તાવ આવે છે, હૃદયમાં પીડા થાય છે, પેશાબ થતો નથી, શરીર તૂટે છે, વધરાવળ તથા પથરી થાય અને નપુંસક થઈ જવાય છે. તેના ઉપાય તરીકે કૂકડાનું માંસ ખાવું, સુરા પીવી, ભાત ખાવો, બસ્તિ લેવી, તેલ ચોળાવવું, તેલભરેલા વાસણમાં ગુદા અને ખાસ કરીને મૂત્રેંદ્રિય તેલમાં બોળાયેલાં રહે એ રીતે બેસવું, જવખાર અને કોળા જેવા મૂત્રાશયને શુદ્ધ કરે એવાં ઔષધો નાખીને પકવેલું દૂધ પીવું અને પ્રિય સ્ત્રીઓનું સેવન કરવું.

## ૩૧ : ગુલ્મ–ગોળો ચડવો, આનાહ–નીચલા અડધા પેઢામાં પવનનો ભરાવો, આધ્માન–પેઢાનો આફરો (વાયુના ગડગડાટ સાથેનો) અને આટોપ–પેટ તથા પેઢાનો સાથે આફરો

**ગોળાના પ્રકાર:** ગોળો બે પ્રકારનો છે: વાતગુલ્મ એટલે વાયુનો ગોળો અને રક્તગુલ્મ એટલે લોહીનો ગોળો. વાયુના પ્રકોપને લીધે વાયુનો ગોળો સ્ત્રી તથા પુરુષ બંનેને ચડે છે. તે ઘણું દુઃખ આપે છે. એ અમુકઅમુક મુદતે ચડી આવે છે.

**વાયુના ગોળાના ઉપાય:** વાયુના ગોળામાં તરત રાહત આપવા માટે એરંડિયું તેલ (દિવેલ) તોલા અઢીનો રેચ તથા શેકેલી

ઊંચી હિંગ બે આનીભાર કે હિંગળાષ્ટક ચૂર્ણ તોલો ૦ા આપવું. પણ કાયમની રાહત માટે રોજ દિવેલનો રેચ આપવો.

**વાયુના ગોળામાં ખોરાક:** વાયુના ગોળામાં ઘી, દૂધ, તેલ વગેરેવાળું સ્નિગ્ધ ભોજન આપવું.

**રક્તગુલ્મ શી રીતે થાય છે?** જ્યારે સ્ત્રીને અટકાવનું લોહી યોનિમાર્ગમાંથી બહાર નીકળવાને બદલે ગર્ભાશયમાં ગોળારૂપે એકઠું થઈ બાઝી જાય છે, ત્યારે અટકાવ આવતો બંધ થાય છે અને એનાં બધાં લક્ષણ ગર્ભિણી સ્ત્રીના જેવાં થાય છે. આ રક્તગુલ્મ કહેવાય છે. ચાર માસ સુધી તો ગર્ભ રહ્યો છે કે રક્તગુલ્મ છે તે પણ સમજાતું નથી, પણ ચોથે મહિને ગર્ભ ફરકે નહિ ત્યારે સમજાય છે કે એ ગર્ભ નથી પણ રક્તગુલ્મ છે. એને લીધે સ્ત્રીને ઘણી પીડા થાય છે. ગર્ભ ફરકતો હોય તો ગર્ભનું એકાદ અંગ ફરકતું લાગે, પણ રક્તગુલ્મ ફરે તો આખું ફરે.

**રક્તગુલ્મના ઉપાય ક્યારે કરવા?** જ્યારે અટકાવ બંધ થયા પછી પૂરા દસ માસ થાય ત્યારે એ રક્તગુલ્મ કુદરતી રીતે પાકે છે અને ત્યારપછી જ એને ફોડવા માટે અને અટકાવ લાવવા માટે ઇલાજ કરવા જોઈએ. તે પહેલાં ઇલાજ કરવાથી ગુલ્મ કાચું ફૂટી જાય છે અને લોહી ઝાડો, પેશાબ વગેરે માર્ગે નીકળે છે, પેઢું ચડે છે અને તેમાં છિદ્રો પડી જાય છે. તે છિદ્રોમાંથી પણ લોહી, ઝાડો, પેશાબ નીકળે છે, તાવ આવે છે અને અંતે દરદી મરી જાય છે.; માટે અટકાવ બંધ થયા પછી દસ મહિના થાય તે પહેલાં રક્તગુલ્મના ઇલાજ કરવા નહિ.

**રક્તગુલ્મના ઉપાય:** દસ માસ પૂરા થયા પછી નીચે જણાવેલો તિલકાદિક્વાથ તથા એલાદિ ગુટિકા ૧/૪ તોલો રોજ બેવાર આપવાથી પાકેલું ગુલ્મ ફૂટે છે અને અટકાવ દ્વારા બગાડ નીકળી જઈ સ્ત્રીને નિયમિત અટકાવ આવતો થાય છે.

**તિલકાદિ ક્વાથનો પાઠ:** કાળા તલ, સૂંઠ, પીપર, કાળાં

મરી, ભારંગી—એ પાંચ દ્રવ્યોનો ક્વાથ કરી એમાં ૦ાા તોલો ગોળ મેળવી સવારસાંજ પંદર દિવસ સુધી પીવો.

**એલાદિ ગુટિકાનો પાઠ:** એળિયો, સૂંઠ, પીપર અને કાળાં મરી સમભાગે લઈ એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, એની ગળાય એવી ગોળીઓ વાળવી.

**આનાહ, આધ્માન અને આટોપના ઉપાય:** આનાહ, આધ્માન અને આટોપના ઉપચાર પણ વાતગુલ્મ પ્રમાણે કરવા.

## ૩૨ : હૃદ્રોગ-હૃદયના રોગ (Heart disease)

**હૃદયના રોગ શાથી થાય?** અતિ ગરમ, ભારે, તૂરા કે કડવા ખોરાક ખાવાથી, ઘણો શ્રમ કે ચિંતા કરવાથી, હૃદયના પાંચ પ્રકારના રોગ થાય છે.

**લક્ષણ—ભયંકરતા:** આ રોગમાં હૃદયમાં શૂળ અને પીડા ચોવીસે કલાક રહે છે, કોઈકવાર ઓછોવધતો વખત પણ રહે છે. આ રોગ અસાધ્ય છે. જો આ રોગ લંબાય તો મટવા સંભવ છે, બાકી ચારપાંચ દિવસમાં દરદી મરી જાય છે.

**ઉપાય:** રોજ હીમજ તોલો ૦ાા આપવી. હીમજ આપ્યા પછી દોઢએ કલાકે એટલે હીમજને લીધે એકાદ જુલાબ થયા પછી અર્જુનવૃક્ષ એટલે 'કાંચનાર,' 'આંસોદરો,' 'ઝીંઝી,' 'આપટો' વગેરે નામના ઝાડની અંતરછાલનું ઘી એકએક તોલો દિવસમાં બેવાર આપવું.

**ખોરાક:** દાળ, ભાત અને શાકનો હલકો ખોરાક આપવો.

**ઉપદ્રવરૂપ હૃદ્રોગના ઉપાય: ખોરાક:** પણ અમ્લપિત્ત, અર્શ (હરસ), શ્વાસ (દમ) વગેરે રોગોના ઉપદ્રવરૂપે હૃદયના ધડકારા વધે, તે ઉપદ્રવ મટાડવા હીમજ આપવી, સાકર અને કાળી દ્રાક્ષ આપવી. ખોરાક હલકો આપવો.

## ૩૩: મૂત્રકૃચ્છ્ર–ટીપેટીપે પેશાબ આવવો

**ઉત્પત્તિ અને લક્ષણ:** પેઢામાં મૂત્ર ભરાય અને તે મૂત્રની આસપાસ પવન ફરતો રહે તેથી મૂત્ર રોકાઈ રહે છે અને મૂત્ર આવવા માટે ઉઘડતો–વસાતો માર્ગ બંધ રહે છે, તેથી પેશાબ ઊતરતો નથી. પણ જ્યારે પેઢામાં પેશાબનું બહુ દબાણ થાય છે ત્યારે ટીપેટીપે પેશાબ ઊતરે છે અને દુ:ખ થાય છે. કેટલીકવાર પરાણે પેશાબ કરવા જતાં જુલાબ પણ થઈ જાય છે. આને મૂત્રકૃચ્છ્ર કહેવામાં આવે છે.

**ઉપાય:** મૂત્રકૃચ્છ્રમાં ગુદા અને મૂત્રની ઇંદ્રિયના વચગાળામાં શેક કરવો અથવા એટલો જ વચગાળાનો ભાગ શેક થાય એવા ઊના પાણીમાં રહે એમ દરદીને બેસાડી શેક કરવો, તેથી મૂત્રમાર્ગ ખૂલી પેશાબ ઊતરે છે.

વળી રબ્બર કે ધાતુની સળી (કેથેટર–Catheter) ચડાવવાથી પણ ફાયદો થાય છે. આયુર્વેદમાં જુદાજુદા નંબરની ૧૨ તથા અંગ્રેજી વૈદકમાં ૧૬ કેથેટર છે. તેમાંથી ૬ થી ૧૦ નંબરની સળી ચડાવવાથી ફાયદો થશે.

રોજ હીમજ તોલો ૧ આપવી. તથા નીચે જણાવેલા પાઠ પ્રમાણે ગોક્ષુરાદિ ક્વાથ, હરીતક્યાદિ ક્વાથ કે પુનર્નવાદિ ક્વાથ રોજ બેવાર પાવો.

**હરીતક્યાદિ ક્વાથનો પાઠ:** હરડે, ગોખરુ, ગરમાળાનો ગર્ભ, પાષાણભેદ અને ધમાસો–એ પાંચે સમભાગે લઈ ક્વાથ કરવો. ક્વાથ ઠંડો પડ્યા પછી મધ નાખી પીવો.

**ગોક્ષુરાદિ ક્વાથનો પાઠ:** માળવી ગોખરુ, ગરમાળાનો ગર્ભ, ડાભનાં મૂળિયાં, કાસડાનાં મૂળિયાં, જવાસો, પાષાણભેદ અને હરડેદળ–એ સાતે વસ્તુઓ સમભાગે લઈ એનો ક્વાથ કરી, ક્વાથ ઠંડો પડે એટલે મધ નાખી પીવો.

**પુનર્નવાદિ ક્વાથનો પાઠ :** સાટોડી, દારૂહળદર, કડુ, પરવળ, હરડે, લીંબડો, મોથ, સૂંઠ અને ગળો–એ નવ વસ્તુઓનો ક્વાથ કરી તેમાં ગોમૂત્ર તથા શુદ્ધ ગૂગળ નાખી પીવો.

**મૂત્રલ રેચનું જોખમ :** આ રેચમાં સોડા–બાય–કાર્બ જેવા મૂત્રલ ( પેશાબ લાવે તેવા ) રેચ આપવાથી તાત્કાલિક રાહત જેવું લાગે છે, પણ રોગ મટતો નથી; એટલું જ નહિ પણ લાંબે વખતે મૂત્રાશય ફાટી મૃત્યુનો ભય પણ ઊભો થવા સંભવ છે.

**ખોરાક :** દાળ, ભાત, શાક, ખીચડી, છાશ અને થોડું દૂધ આપવાં. મૂત્રકૃચ્છ્રમાં મૂળા, મોગરી, ડુંગળી શાક તરીકે વધારે પસંદ કરવા લાયક છે.

## ૩૪ : મૂત્રાઘાત–મૂત્ર બને નહિ અને પેશાબની જગ્યાએ બળતરા થાય ( Anuria )

ખાધેલો ખોરાક હોજરીમાં ત્રણ કલાક રહે છે. પછી ત્યાંથી ઊતરીને ગ્રહણી( Duodenun )માં જાય છે. ત્યાં પણ ત્રણેક કલાક રહે છે. હોજરીમાંથી અને ગ્રહણીમાંથી રગો દ્વારા ખોરાકમાંનું પોષણતત્ત્વ ચુસાઈ જાય છે. પછી ખોરાકનો બાકી રહેલો રગડો ગ્રહણીમાંથી નાના આંતરડા( Small Intestine )માં જાય છે. આ નાના આંતરડાનો અમુક ભાગ મૂત્રાશય ( Bladder ) ઉપર આવેલો છે. ત્યાંથી ખોરાકના બાકી રહેલા રગડામાંનું પાણી ઝમીને નાનાં આંતરડામાંથી મૂત્રાશયમાં જાય છે; અને મૂત્રાશયમાં આ રીતે એકઠું થતું પાણી મૂત્રમાર્ગે પેશાબરૂપે બહાર નીકળે છે. નાનાં આંતરડામાંનું ખરાબ પાણી ઝમીને મૂત્રાશયમાં જાય, પછી નાના આંતરડામાંનો રગડો ઘટ્ટ બને છે. તે મોટા આંતરડા(Colon)માં જાય છે અને ત્યાંથી બંધાયેલા ઝાડારૂપે મળમાર્ગે બહાર નીકળે છે.

વળી લોહી ફરતુંફરતું વૃક્ક(Kidney)માં આવે છે, તેમાંથી વૃક્ક લોહીના ખરાબ ક્ષારો પોતે રાખી લે છે અને તે ખરાબ ક્ષારો વૃક્ક અને મૂત્રાશયને જોડનાર ગવિની (Ureter) દ્વારા મૂત્રાશયમાં જાય છે અને તે પેશાબ સાથે બહાર નીકળી જાય છે.

પણ અંગ્રેજી વૈદક એમ માને છે કે લોહીમાં પાણી ફરે છે, તે પાણીવાળું લોહી ફરતુંફરતું બે વૃક્કમાં આવે છે, ત્યારે વૃક્ક લોહીમાંથી ખરાબ પાણી જુદું પાડી શુદ્ધ લોહીને આગળ મોકલે છે અને છૂટા પડેલા ખરાબ પાણીને બે ગવિની દ્વારા મૂત્રાશયમાં મોકલી આપે છે. એ રીતે પેશાબ મૂત્રાશયમાં ભેગો થવાથી મૂત્રમાર્ગ દ્વારા બહાર નીકળે છે. આ દાક્તરી માન્યતા બરાબર નથી એવું મેં 'માંદગીનાં કારણો' નામની પુસ્તિકામાં બતાવ્યું છે.

**મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત વચ્ચે તફાવત:** મૂત્રકૃચ્છ્રમાં પેશાબ પેદા તો થાય છે પણ વાયુથી રોકાય છે, તેથી મૂત્રાશય અને પેડું ફૂલેલાં દેખાય છે. પણ મૂત્રાઘાત એટલે તો મૂત્રનો આઘાત–મૂત્રનો નાશ–મૂત્ર પેદા જ ન થાય. નાના આંતરડામાં ગ્રહણીમાંથી ખોરાકનો જે અવશેષ આવે તે પ્રવાહીને બદલે ઘટ્ટ જ આવે, તો એમાં પ્રવાહી તત્ત્વ ન હોવાથી પાણી ઝમીને મૂત્રાશયમાં જઈ શકે નહિ. આથી મૂત્રાશય ખાલી રહે છે અને એમાં વાયુ ભરાઈ જાય છે. આ રીતે મૂત્ર ઉત્પન્ન ન થવાથી પેશાબ થાય નહિ અને પેશાબની જગાએ બળતરા થાય છે. મૂત્રાઘાત ૧૧ જાતના છે.

**ઉપાય:** આ રોગમાં રોજ હીમજ આપવી. હરીતક્યાદિ ક્વાથ, ગોક્ષુરાદિ ક્વાથ કે પુનર્નવાદિ ક્વાથમાંનો ગમે તે એક ક્વાથ દિવસમાં બે વખત આપવો તથા નવસાર કે સુરોખાર આપવો.

ક્વાથના પાઠ માટે જુઓ મૂત્રકૃચ્છ્ર.

**ખોરાક:** ખોરાક મૂત્રકૃચ્છ્રની માફક આપવો.

## ૩૫ : અશ્મરી–પથરી (Stone)

**પથરી શી રીતે થાય છે?** જઠરાગ્નિ ચાર જાતનો છે : સમ, વિષમ, તીક્ષ્ણ અને મંદ. વાયુના પ્રકોપથી અગ્નિ વિષમ થાય છે, પિત્તના પ્રકોપથી તીક્ષ્ણ થાય છે અને કફના પ્રકોપથી મંદ થાય છે. કોઈ પણ રોગ મંદ અગ્નિ વિના થઈ શકતો નથી અને મંદ અગ્નિ કફના પ્રકોપ વિના થઈ શકતો નથી.

હવે જેને મંદ અગ્નિ હોય તેને ખાધુંપીધું બરાબર પચે નહિ. તેથી લોહી, ઝાડા અને પેશાબમાં ઘણો કચરો રહે છે.

**વૃક્કમાં પથરી : ઉત્પત્તિ અને લક્ષણ:** લોહીમાં ફરતો કફ જ્યારે વૃક્ક(Kidney)માં ચોટે અને એ ચોટેલા કફની આસપાસ રોજ ક્ષાર બાઝ્યા કરે, ત્યારે વૃક્કમાં પથરી બંધાય છે. આમ જેને વૃક્કમાં પથરી થાય તેને વૃક્કમાં દુઃખાવો થાય છે તથા પેશાબ સાથે કોઈ–કોઈવાર લોહી આવે છે.

**ગવિનીમાં પથરી : ઉત્પત્તિ અને લક્ષણ:** કેટલીક વાર પથરી વૃક્કમાંથી છૂટી પડી ભેતરીને ગવિની(ureter)માં પણ આવે છે. જ્યારે પથરી ગવિનીમાં હોય ત્યારે ચૂંક આવવા જેવું દુઃખ થાય છે.

**મૂત્રાશયમાં પથરી : ઉત્પત્તિ અને લક્ષણ:** વળી પેશાબમાંનો કફ જ્યારે મૂત્રાશય(Bladder)માં ચોટે અને તે કફની આસપાસ પેશાબનો બીજો કચરો બાઝ્યા કરે, ત્યારે,મૂત્રાશયની પથરી બંધાય છે. મૂત્રાશયની પથરીવાળો દરદી ઇંદ્રિયને ચોળચોળ કરે છે, પેશાબ કરતાં એને બળ કરવું પડે છે અને બળ કરવાથી ટીપેટીપે પેશાબ થાય પણ સાથે ઝાડો પણ થઈ જાય છે.

**શુક્રાશ્મરી:** વળી વિષયવાસના પ્રબળ હોવા છતાં વિષયની તૃપ્તિ ન થઈ શકે કે અધૂરી રહે કે એવા બીજા કોઈ પણ કારણસર જ્યારે વીર્ય નીકળવાને બદલે માર્ગમાં રોકાઈ જાય છે, ત્યારે જે પથરી થાય છે તેને શુક્રાશ્મરી કહે છે. બળદ પાસે પરાણે

બ્રહ્મચર્ય પળાવાતું હોવાથી બળદો શુક્રાશ્મરીના ખાસ ભોગ થઈ પડે છે. અંગ્રેજી વૈદક શુક્રાશ્મરીને ઓળખતું નથી.

આયુર્વેદની કફજ, પિત્તજ અને વાતજ પથરીને મળતી અંગ્રેજી વૈદકમાં પણ ત્રણ પ્રકારની પથરી માની છે: Oxelic Lithiaની તથા Phosphateની.

**આયુર્વેદના ઉપાય:** આયુર્વેદમાં પથરી શસ્ત્રક્રિયાથી પણ કાઢી શકાય છે અને દવાથી પણ મટાડી શકાય છે. આયુર્વેદની શસ્ત્રક્રિયા સરળ છે. પહેલાં પથરી શોધી, નીચે ઉતારી પછી પથરીને કાઢવામાં આવે છે.

પણ થતી પથરી મટાડવામાં શસ્ત્રક્રિયાની જરૂર પડતી નથી. રોજ હીમજ લેવાથી અને દિવસમાં બેવાર સવારસાંજ હરીતક્યાદિ ક્વાથ પીવાથી ગમે તેવી પથરીની રેતી થઈ પેશાબ દ્વારા બહાર નીકળી જાય છે.

**ખોરાક:** ખોરાક મૂત્રકૃચ્છ્ર પ્રમાણે આપવો.

## ૩૬: મેહ–પ્રમેહ–ડહોળા પેશાબના વીસ જાતના રોગ (Diseases of Urine)

**પ્રમેહનું સાચું લક્ષણ:** મેહ એટલે પેશાબ કરવો. સામાન્ય રીતે માણસને ચોવીસ કલાકમાં ત્રણથી છવાર દરેક વખતે ૦। શેર જેટલો પેશાબ થાય ત્યાંસુધી મેહરોગ મનાતો નથી. પણ મેહરોગ થયો છે કે નહિ એનો નિર્ણય કરવા માટે આપણે ઉપર જણાવેલું ધોરણ સ્વીકારવું નહિ. ગમે તેટલીવાર અને ગમે તેટલો પેશાબ થાય પણ જો પેશાબ ડહોળો હોય તો જ રોગરૂપ છે.

તાવ, અજીર્ણ વગેરે રોગોના ઉપદ્રવરૂપે ડહોળો પેશાબ આવે તે મેહરોગ કહેવાતો નથી. પણ જો અન્ય રોગ સિવાય સ્વતંત્ર રીતે ડહોળો પેશાબ આવે તો જ એને મેહ રોગ કહેવાય છે.

**અતિસાર અને પ્રમેહની સરખામણી:** જેમ અતિસારમાં સાત ધાતુઓ (અન્નરસ, લોહી, માંસ, ચરબી, હાડકાં, મજ્જા અને વીર્ય), સાત ઉપધાતુઓ (ધાવણ, સ્ત્રીનું રજ, વસા, પરસેવો, દાંત, વાળ અને ઓજસ) તથા ત્રણ દોષ (વાત, પિત્ત અને કફ) દ્રવરૂપે ઝાડાવાટે બહાર નીકળી જાય છે, તેમ મેહમાં સાત ધાતુ, સાત ઉપધાતુ અને ત્રણ દોષ પેશાબ દ્વારા બહાર નીકળી જાય છે.

**પેશાબ ડહોળો કેમ આવે છે?** એક ધાતુ એના પછીની ધાતુને પોષણ દેવા દ્રવરૂપ બની જાય, તે વખતે મંદાગ્નિને લીધે પોષણ દેવાને બદલે મૂત્રાશય (Bladder)માં આવી પેશાબ દ્વારા નીકળી જાય, ત્યારે પેશાબ ડહોળો આવે છે. આ મેહ કહેવાય છે.

**મેહના પ્રકાર: તેનું સાધ્યાસાધ્યપણું:** આ મેહ ૨૦ જાતના છે: ૧૦ કફના, ૬ પિત્તના અને ૪ વાયુના. તેમાં કફના મેહ સાધ્ય છે; કારણ કે લાંઘણ વગેરે ઉપચાર સમ એટલે અનુકૂળ થઈ પડે છે. પણ પિત્તના મેહ યાપ્ય (દવા કરે ત્યાંસુધી સારું રહે, પણ દવા ન કરે ત્યારે અસાધ્ય થઈ જાય એવા) અને વાયુના અસાધ્ય છે; કારણ કે પિત્ત ઓછું કરવા સાકર વગેરે ઠંડા ઉપાય કરવાથી ધાતુઓ વધે અને પરિણામે મેહ પણ વધે, તે જ પ્રમાણે વાયુને ઘટાડવા ગરમ ખોરાક આપવાથી પિત્ત વધે અને પરિણામે ધાતુઓ બગડી મેહ વધે છે અને વાયુને ઘટાડવા સ્નિગ્ધ ખોરાક આપીએ તોપણ ધાતુઓ વધે અને મેહ પણ વધે છે અને રૂક્ષ ખોરાક આપીએ તો વાયુ વધે અને વધેલો વાયુ ધાતુને બગાડી મેહ વધારે છે. આમ પિત્ત અને વાયુના મેહમાં ચિકિત્સા વિપરીત છે.

**જુદાજુદા રંગનો પેશાબ કેમ આવે છે?** આયુર્વેદમાં વીસ જાતના મેહનાં જુદાંજુદાં નામ પાડ્યાં છે. તે પેશાબના સ્વાદ ઉપરથી નહિ પણ રંગ ઉપરથી પાડ્યાં છે.

જે જે ધાતુ, ઉપધાતુ કે દોષ દ્રવરૂપે પેશાબમાં નીકળે છે, તેના રંગે રંગાયલો જુદાજુદા રંગવાળો પેશાબ આવે છે.

**ડાયાબીટીસ :** જો પેશાબનો સ્વાદ ગળ્યો હોય તો અંગ્રેજી વૈદક એને ડાયાબીટીસ ( Diabetes ) કહે છે. ખોરાકમાંથી સાકરનું તત્ત્વ કાળજા( liver )માં ઉત્પન્ન થાય છે. તેમાં ભેગું પિત્ત ભળે છે. પણ એમાં જ્યારે ગ્રહણીમાંથી પેન્ક્રીઅસ જ્યૂસ ( Pancreas Juice ) ભેગો ભળતો નથી, ત્યારે એ સાકર હૃદયમાં થઈને વૃક્ક ( Kidney )માં થઈ ત્યાંથી છૂટી પડી, શ્વાસોચ્છ્વાસ દ્વારા બહાર નીકળવાને બદલે પેશાબ દ્વારા બહાર નીકળે છે, તેને અંગ્રેજી વૈદક ડાયાબીટીસ કહે છે. ડાયાબીટીસવાળા દરદીના પેશાબ ઉપર કીડી મંકોડા ભેગા થાય છે, દાક્તરી વિદ્યાની ઉપર પ્રમાણેની સમજણ હોવાથી લિવરની સાકર સાથે પેન્ક્રીઅસ જ્યૂસ ભેળવવા માટે ઈન્સ્યુલીન નામે ઓળખાતા રસનું ઈંજેક્શન એ લોકો આપે છે.તેથી કાયમની રાહત થતી નથી, પણ કેટલીકવાર ઊલટો મૂર્છાનો ઉપદ્રવ ઊભો થાય છે

**આયુર્વેદના ઉપાય :** મેહના ઉપચારમાં રોજ હીમજ આપવી ખૂબ કસરત કરાવવી કે જેથી શ્વાસોચ્છ્વાસ વધે અને શ્વાસોચ્છ્વાસ દ્વારા સાકર વગેરે બહાર નીકળી જાય.

દિવસમાં બેત્રણવાર તોલોતોલો આમળાં ને હળદરનું ભેગું ચૂર્ણ ફકાવવું.

લોહભસ્મ એક રતિભાર, સુવર્ણમાક્ષિક બે આનીભાર, દરિયા કિનારે ઊગતું ચેરિયું, શિલાજિત ( બે વાલ ) વગેરે પેશાબ લાવનાર ઔષધ આપવાં. ચેરિયું એ ઉગ્ર વમનવિરેચન છે. પણ રોજ એકએક તોલો આપવાથી આઠદસ દિવસમાં ગમે તેવા પ્રમેહમાં ફાયદો થાય છે

**ઉપવાસ :** મેહમાં લાંઘણ કરાવવી અને લાંઘણ સાથે પણ બળ પ્રમાણે ઉપરનાં ઔષધ આપવાં. લાંઘણમાં ચેરિયું ન આપવું

જ્યારે મેહ ઉગ્ર રૂપ પકડે ત્યારે એ પ્રમેહ કહેવાય છે. જ્યાં પ્રમેહ રોગમાં પીટિકા એટલે ફોલ્લીઓ કે ગૂમડાં થાય ત્યારે તે મટતો નથી.

**ખોરાક :** લાંઘણ પછી તાવવાળા ક્રમ પ્રમાણે ખોરાક આપવો

## ૩૭ : કાર્શ્ય—કૃશતા-દૂબળાપણું (Emaciation)

**કાર્શ્ય રોગનાં લક્ષણ :** દરદીનાં કુલા, પેટ અને ડોક પાતળાં, સુકાઈ ગયેલાં હોય છે, નાડીઓનાં જાળાંનો વિસ્તાર દેખાઈ આવે છે, ચામડી અને હાડકાં સુકાઈ જાય છે, એના સાંધા અને મોં પ્રમાણમાં મોટાં લાગે છે.

ક્ષય, ભસ્મક, સળેખમ વગેરે રોગને લીધે દૂબળાપણું થયું હોય, તો સ્વતંત્ર કાર્સ્ય રોગ કહેવાય નહિ. એવા દૂબળાપણામાં તે તે મૂળ રોગના ઉપાય કરવા, પણ સ્વતંત્ર કાર્સ્યરોગમાં નીચેનો ઉપાય કરવો.

**ઉપાય :** દિવસમાં બેવાર એકએક તોલો આસોદ (આસગંધ) ફકાવી ઉપર દૂધ પાવું.

**ખોરાક :** ખોરાકમાં મુખ્યત્વે દૂધ આપવું અને પછી ભૂખ પ્રમાણે બીજો ખોરાક આપવો.

## ૩૮ : મેદોવૃદ્ધિ—ચરબી વધવી (Obesity)

**ઉત્પત્તિ : ભયંકરતા :** શરીરની સાત ધાતુઓ છે, તેમાંની એક મેદ અથવા ચરબી છે. શરીરની સાત ધાતુમાંથી કોઈ પણ ધાતુ યોગ્ય પ્રમાણ કરતાં ઘટે કે વધે તે દરેક સ્થિતિને આયુર્વેદમાં રોગરૂપ ગણી છે; છતાં મેદોવૃદ્ધિને રોગોમાં સ્વતંત્ર સ્થાન આપવાનું કારણ એ છે, કે મેદ વધવાથી બહુ ભયંકર પરિણામો આવે છે. મેદ વધવાથી હરસ, ભગંદર વગેરે ભયંકર રોગો થાય છે. આ રોગ સામાન્ય રીતે ઘણા સુખી તથા બેસી રહેનાર માણસોને થાય છે. રોગ વધતાંવધતાં દરદીની સ્થિતિ એવી થઈ જાય છે કે પોતે પોતાના કામનો પણ રહેતો નથી. એને ખૂબ ખાવા જોઈએ છીએ અને ખાધા પછી વા સરે એટલે પાછ ભૂખ લાગે અને

બીજું ખાવા જોઈએ છે. આમ ખા-ખા કરવાથી મેદમાં વધારો થયા જ કરે છે.

**ઉપાય:** હીમજ તોલો ૧ રોજ બેવાર આપવી. ચોખ્ખું મધ અને પાણી પાવાથી આ રોગ મટે છે. રોગ મટ્યા પછી પણ હીમજનું સેવન ચાલુ રાખવું.

**ખોરાક:** ખોરાક લૂખો હોવો જોઈએ. દાળ, ભાત, શાક, ખીચડી અને થોડી છાશ આપવાં.

## ૩૯: ઉદરરોગ–પ્લીહોદર
## (Enlargement of the Spleen),
## યકૃતદાલ્યુદર, બદ્ધગુદોદર, પરિસ્રાવ્યુદર, જળંધર

**ઉદરરોગ કોને થાય?** મંદાગ્નિવાળાને, તાવમાં ખાનારને, વારંવાર ભારે ખોરાક ખાનારને, રેચ લીધા પછી ત્રણ દિવસ સુધીમાં ગમે ત્યારે ભારે ખાનારને કે ઠંડાં પીણાં પીનારને અને કાયમી બંધકોશવાળાને ઉદરરોગ થાય છે.

**પ્રકાર:** ઉદરરોગ આઠ છે: કફોદર, પિત્તોદર, વાતોદર, ત્રિદોષોદર, પ્લીહોદર (બરલનું વધવું–Enlargement of the Spleen), યકૃતદાલ્યુદર (કાળજાનું વધવું–Enlargement of the Liver), જળંધર (Ascitis), બદ્ધગુદોદર અને પરિસ્રાવ્યુદર. (પ્લીહોદર તથા યકૃતદાલ્યુદરને ભેગા–એક ગણ્યા છે.)

**કફોદરનું લક્ષણ, ઉપાય તથા ખોરાક:** કફોદરમાં પેટ ફૂલેલું રહે છે અને ઊબકા કે ઓકારી આવે છે. એમાં હીમજ તોલો ૧ કે ગૌમૂત્ર શેર ૦। આપવું. ખોરાકમાં પચે તે પ્રમાણે ગાયનું દૂધ આપવું. પાણી ઘણું થોડું પાવું.

**પિત્તોદરનું લક્ષણ, ઉપાય તથા ખોરાક:** પિત્તોદરમાં પેટ ફૂલેલું રહે અને પેટમાં બળતરા થાય. એમાં હીમજ તોલો ૧ કે

દિવેલ આપવું. ખોરાકમાં પચે એટલું દૂધ તથા પીવા માટે થોડું પાણી આપી શકાય.

**વાતોદરનું લક્ષણ, ઉપાય તથા ખોરાક :** વાતોદરમાં પવનથી પેટ ફૂલેલું રહે, જ્યારે આધ્માન અને આટોપમાં પેટ ફૂલીને પાછું બેસી જાય, એટલો વાતોદર અને આફરામાં ફેર છે. વાતોદરમાં હીમજ તોલો ૧ કે દિવેલ આપવું. ખોરાકમાં માફકસર દૂધ અને પીવા થોડું પાણી આપી શકાય.

**બરલ કે કાળજું વધે તેના ઉપાય તથા ખોરાક :** બરલ કે કાળજું (Spleen કે Liver) વધે ત્યારે પણ હીમજ કે દિવેલ આપવાં, ગોમૂત્ર આપવું, મધ સાથે પીપર ચટાડવી, દિવસમાં બેવાર દરેક વખતે પીપર પાવલીભાર (॥ તોલો) ચટાડવી. પીપરનો કોઈ પણ પ્રયોગ લાગટ ૩૦ દિવસથી વધારે કરવો નહિ. પીપર વધારે લાગટ લેવાથી માંસને ખાય છે; માટે દૂધનું અનુપાન રાખવું. ખોરાકમાં માફકસર દૂધ આપવું. પાણી થોડું આપી શકાય.

**બદ્ધગુદોદર–ઉપાય :** આંતરડાંમાં ઝાડાનો માર્ગ ગાંઠ, ગૂમડા કે સોજાને લીધે રોકાઈ જાય, ત્યારે ઝાડો આંતરડાંમાં ભરાઈ રહે છે અને પેટ ફૂલી જાય છે. આ રોગમાં શસ્ત્રક્રિયા કરવી પડે છે.

**પરિસ્રાવ્યુદર–ઉપાય :** પરિસ્રાવ્યુદરમાં આંતરડાંમાં છિદ્ર પડી જાય છે તેથી છિદ્રમાંથી ઝાડોપાણી વગેરે બહાર નીકળે છે અને આંતરડાં અને આંતરડાં ઉપરના શ્લેષ્માવરણ પડદા(Peritoneum)ની વચ્ચે ભરાઈ રહે છે; તેથી પેટ ફૂલેલું રહે છે. આમાં શસ્ત્રક્રિયા કરવી પડે છે.

**જળંધરમાં પાણી શી રીતે કાઢવું ?** આયુર્વેદમાં ભગવાન ચરક બધું પાણી એકસાથે કાઢવાનું કહે છે પણ ભગવાન ધન્વંતરિ થોડુંથોડું પાણી કાઢવાનું કહે છે, જેથી દરદી નબળો ન પડી જાય. આયુર્વેદની ક્રિયાથી નવું પાણી થઈ શકે નહિ અને ભરાયેલું પાણી ધીમેધીમે થોડાથોડા દિવસને અંતરે કાઢે તો નવું

પાણી ભરાય નહિ, હોય એટલું ધીમેધીમે નીકળી જાય અને દરદી નબળો પડે નહિ.

**જળંધરના ઉપાય :** પાણી કાઢ્યા વિના પણ જળંધર મટે છે. પાણી, ગોમૂત્ર વગેરે દ્રવ તથા લવણ સમૂળમાં બંધ કરવાં. પાણીનો સ્પર્શ પણ થવા દેવો નહિ. ખોરાકમાં સવારસાંજ ૦। શેર—૦। શેર ગાયનું દૂધ (પાણીવિનાનું) પાવું અને પચે તે પ્રમાણે ધીમેધીમે દૂધનું પ્રમાણ વધારવું. આટલું કરવાથી જળંધરવાળાનું પેટ રોજનું એક ઇંચ જરૂર ઘટે છે. રોજ હીમજ તોલો ૧ આપવી.

**જળંધરમાં શા માટે અને કેમ પાટો બાંધવો ?** જળંધરમાં જેમ જેમ પેટનું પાણી સુકાતું જાય તેમ તેમ પેટની ચામડી નરમ પડતી જાય છે. તેથી પેટની આસપાસ બહુ કઠણ પણ નહિ અને ઢીલો પણ નહિ એવો પહોળો પાટો બાંધેલો રાખવો, નહિ તો સુકાયેલા પાણીની જગ્યામાં પવન ભરાય છે અને પેટ ફૂલી જાય છે. પાટો ઢીલો હોય તો પવન ભરાય છે અને કઠણ હોય તો દરદીના હાથપગ કાળા થઈ જાય છે; માટે પાટો સંભાળપૂર્વક બાંધવો.

**જળંધરનું પૂર્વરૂપ :** જળંધર થતા પહેલાં હાથપગ અને મોં ઉપર થોડા સોજા આવે છે અને પેટની નસો ઉપર તરી આવેલી દેખાય છે.

**ઉદરરોગોની ભયંકરતા :** આઠે ઉદરરોગ ભયંકર છે પણ જળંધર, બદ્ધગુદોદર અને પરિસ્રાવ્યુદર બહુ ભયંકર છે. છેલ્લા બે તો એકએ અઠવાડિયાંમાં મારી નાખે છે.

**ઉદરરોગોમાં ઉપાય ક્યાં સુધી કરવા ?** માટે બધા ઉદરરોગોમાં ઉપર જણાવ્યા પ્રમાણેની ચિકિત્સા લગભગ એક વર્ષ સુધી કરવી જોઈએ.

**જળંધરના દરદી માટે દૂધ તૈયાર કરવાની રીત :** ગાયનું દૂધ જાતદેખરેખ નીચે આપણા વાસણમાં દોહવડાવવું.

તેમાં જેટલું દૂધ હોય તેટલું જ પાણી નાખવું. પછી જ્યારે એ દૂધપાણી ઊકળતાંઊકળતાં પાણી બળી જાય અને દૂધ હતું એટલું બાકી રહે ત્યારે ઉતારી લેવું. દૂધમાં ઉમેરેલા પાણીનો અંશ રહે નહિ તેમ જ દૂધ પોતે બળી જઈને હોય એના કરતાં ઓછું થાય નહિ એ માટે ખાસ કાળજી રાખવી.

## ૪૦ : શોથ-સોજા (પાણીના)

**આગંતુક વ્રણશોથ :** શોથ બે પ્રકારનો છે: લોહીનો અને પાણીનો. વાગવાથી નસો, રગો કે જાળાં( કેશવાહિની –Capillaries )માંથી લોહી બહાર ઝમે અને સોજો આવે કે ગૂમડું થાય તેને આગંતુક વ્રણશોથ કે વ્રણ કહેવાય છે.

**વ્રણશોથ :** વળી લોહી બગડે તેથી નસો, રગો કે જાળાંમાં લોહી ભરાઈને રોકાઈ રહેવાથી કે બહાર નીકળવાથી સોજો આવે અથવા ગૂમડું થાય તે વ્રણશોથ કે વ્રણ કહેવાય છે.

**વ્રણશોથનો ઉપાય :** જો ઉપર જણાવેલો લોહીનો સોજો હોય તો એ લોહીને પાછું રગો વગેરે પાસે અંદર ચુસાવવું જોઈએ, નહિ તો એમાંથી પરુ થાય છે. આવા વ્રણશોથનો વિષય અલગ પ્રકરણમાં લેવામાં આવશે.

**પાણીના સોજા કેવી રીતે આવે ?** આ પ્રકરણમાં તો પાણીના સોજાની વાત છે. પાણીના સોજા શરીરમાં કેવી રીતે આવે છે તે સમજવા માટે નીચેનો દહીંનો દાખલો ઉપયોગી થઈ પડશે:

**દહીંનો દાખલો :** દૂધમાં ખટાશ ( Acid ) નાખવાથી દૂધને પહેલાં તો સાધારણ ગરમી લાગવાથી દૂધનું દહીં થાય છે. પછી વધારે વખત દહીંને રાખી મૂકવાથી અથવા વધારે તાપ આપવાથી વધારે ખટાશ થાય છે, તેથી વળી વધારે ગરમી પેદા થાય

છે. તેને લીધે દૂધમાંનું પાણી દહીંમાંથી જુદું પડવા માંડે છે અને એ તળે રહેલા દહીંના પાણી (मस्तु) ઉપર દહીં તરે છે. આમ થયા પછી પણ વધારે સમય એ દહીં એ સ્થિતિમાં પડ્યું રહે અથવા એને વધારે તાપ આપવામાં આવે, તો વધારે ખટાશ થાય અને તે ખટાશમાંથી પાછી વધારે ગરમી પેદા થાય. તેથી દહીં બગડી જાય છે. દહીંના ઉપર કાણુંકાણું પડી જઈ દહીંનો નાશ થાય છે.

જેમ દહીંમાં તેમ લોહીમાં પણ પાણીનું તત્ત્વ તો હોય છે. તે પાણી શરીરની ગરમીને લીધે લોહીમાંથી છૂટું પડીને માંસ અને ચામડી વચ્ચે ખાલી જગાઓ (એરિઓલ્સ–Areoles) છે ત્યાં ભરાય છે. તેને લીધે શરીરનાં અંગો સુકાતાં નથી અને લીલાં રહે છે. પણ જ્યારે વૃદ્ધાવસ્થામાં વાયુ વધે છે અને તે વધેલો વાયુ રગો (Arteries), નસો (Veins) અને જાળાં (Capillaries)ને સૂકવી નાખે છે, ત્યારે તેમાં ફરતા લોહીમાંથી પાણી છૂટું પડીને બહાર ઝમી શકતું નથી; તેમ જ ઝમેલું પાણી રગો, નસો ને જાળાં પાછું પોતાની અંદર ચૂસી શકતાં નથી. તેથી ધીમેધીમે શરીર સુકાતું જાય છે. આ રીતે લોહીમાંથી પાણી પ્રમાણસર ઝમે તે શરીરને લીલું રાખવા જરૂરનું છે.

પણ જ્યારે મંદ જઠરાગ્નિને લીધે તાવ આવે; અને તાવમાં ખોરાક, પીણાં કે વધારેપડતું પાણી આપવામાં આવે, ત્યારે લોહી ભેગું વધારે પાણી ભળે છે, અને તાવની ગરમીને લીધે લોહીમાંનું પાણી છૂટું પડવા માંડે છે, તેથી ખરાબ પાણી લોહીમાંથી વધારે પ્રમાણમાં છૂટું પડી, જાળાંમાંથી એરિઓલ્સમાં વધારે પ્રમાણમાં ભરાય છે. જેમજેમ પાણી માંસ અને ચામડી વચ્ચે વધારે ભરાય છે, તેમતેમ માંસથી ચામડી છૂટી પડીને ઊંચી થતી જાય છે; આનું નામ સોજો. આ પાણીનો સોજો પાકતો નથી, એટલે એનું પરુ થતું નથી.

આ બગડેલા વિજાતીય પાણીને જાળાં પાછું ચૂસી શકતાં

નથી; કારણ કે આ જાળાંને નવું પાણી મળ્યા કરતું હોવાથી લોહીમાં પાણીનું પ્રમાણ વધ્યા કરે છે, એટલે એરિઓલ્સમાં જમા થયેલું પાણી જાળાંને પાછું ચૂસવાની જરૂર પડતી નથી. આ પાણી બગડેલું વિજાતીય હોવાથી શિરાઓ કે લસિકાવિધાન એને લઈ જતું નથી, તેમ પરસેવાવાટે એ પાણી બહાર નીકળતું નથી. વળી આ પાણીને લસિકાવિધાન (જળવાહી સ્રોતો=લીમ્ફેટિક સીસ્ટમ--Lymphatic System) જરૂર જેટલું ચૂસે અને બાકીનું પરસેવારૂપે બહાર કાઢવા ચામડીને આપે એવી આશા રાખીએ, પણ પાણી ખરાબ અને વધારે હોવાથી લસિકાવિધાન એ પાણી ચૂસી શકતું નથી અને ચામડી દ્વારા પરસેવારૂપે એ બહાર નીકળી શકતું નથી. આમ એ પાણી વધે જ જાય છે અને દરદીને મરણને આરે લાવી મૂકે છે.

**કંઠમાળ (Scrofula) ક્ષય નથી, પાણીનો સોજો છે:** લસિકાવિધાનમાંથી એ પાણી જ્યારે શરીરમાં પ્રસરેલી લસિકાવિધાનની ગ્રંથિઓ(Glands)માં ભરાય છે, ત્યારે કંઠ, બગલ, ફેફસાં, જાંઘ, આંતરડાં વગેરે જે ભાગની ગ્રંથિઓ(Glands)-માં વધારે પાણી ભરાય છે, તે ભાગનો ટી. બી. થયો એમ કહેવાય છે. આવી ગંડમાળ અથવા ટી. બી.માં તે તે અવયવનો ક્ષય નથી પણ વૃદ્ધિ છે; માટે ટી. બી.ને ક્ષય ગણાય નહિ. તેને ક્ષય સમજીને શરીર વધારવાના ઉપચાર કરવાથી દરદી માર્યો જાય છે. ટી. બી.માં તો જે અંગની ગાંઠો વધી હોય તેને સૂકવવી જોઈએ. તેને માટે હીમજ, ઉપવાસ અને હલકો ખોરાક જરૂરી છે. પાણી તરસ લાગે ત્યારે પણ થોડું પીવું. આ પણ એક પ્રકારનો સોજો છે. (એની દવા જુદા પ્રકરણમાં લખી છે.)

**પાણીના સોજાના ઉપાય:** બધા પાણીના સોજામાં પાણીની આવક ઓછી થાય તો શરીરના અવયવોને જેમજેમ પાણીની જરૂર પડે તેમતેમ એરિઓલ્સ વગેરેમાં જમા થયેલું વધારાનું પાણી પાછું

ચુસાય અને બહારથી નવું પાણી મળે નહિ તેથી સોજો ઓછો થતો જાય; માટે સોજામાં પાણી કે કોઈ પ્રકારના દ્રવ તદ્દન બંધ કરવા. આથી જે જાળાંએ પાણીને પોતાની બહાર કાઢી સોજો પેદા કર્યો છે, તે જ જાળાં પાછાં ધીમેધીમે એ પાણીનો ઉપયોગ કરી લેશે અને તેથી સોજા ઊતરશે. સોજામાં પાણી તદ્દન બંધ કરવું. દરદીને પાણીનો કે હવામાંના ભેજનો સ્પર્શ પણ ન થાય એ ઇચ્છવા જેવું છે.

દવામાં સાટોડી, હરીતકયાદિ ક્વાથ, ગોક્ષુરાદિ ક્વાથ વગેરે મૂત્રલ દવા આપવી. (ક્વાથના પાઠ માટે જુઓ મૂત્રકૃચ્છ્.) પણ ક્વાથમાં પણ પાણી તો આવે માટે વધારે સોજામાં ક્વાથ આપવા નહિ પણ એ દવાઓ ફકાવવી. વધારે સોજામાં નીચે કહ્યા પ્રમાણે દૂધ આપવું અને દૂધ સાથે ફીમજ આપવી, પાણી સાથે નહિ.

ખોરાક: ખોરાકમાં માફકસરનું પાણીના ભેગવિનાનું શુદ્ધ ગાયનું દૂધ પચે તે પ્રમાણે કકડેકકડે પાવું. દિવસરાત મળીને અડધો શેર દૂધથી શરૂઆત કરવી. જો એટલાથી કંઈ વિકાર ન થાય તો જ ચારચાર દિવસે અને પછી આઠઆઠ દિવસે દૂધનું પ્રમાણ થોડું વધારવું. એ પ્રમાણે રોજ પચે એટલું જ દૂધ આપવું.

સોજામાં દ્રવની મનાઈ છે, છતાં દૂધ દ્રવ હોવા છતાં આપવાનું કારણ એ છે કે દૂધ સ્નિગ્ધ પણ છે. કોપરું પણ સ્નિગ્ધ છે, કારણ કે એમાં તેલ હોય છે; તેમ જ નાળિયેરના પાણીમાં પણ ચીકાશ હોવાથી એ પણ ન છૂટકે થોડું આપી શકાય.

**પાણીના સોજા અનેક નામે ઓળખાય છે:** શરીરના જે ભાગમાં જાળાં વધારે પાણી મૂકી સોજા લાવે તે તે ભાગના સોજાનાં જુદાંજુદાં નામ પડે છે અને તેને જુદાજુદા રોગરૂપ ગણાવવામાં આવે છે; જેમ કે વૃદ્ધિ (વધરાવળ=હાઇડ્રોસીલ–Hydrocele), કંઠમાળ વગેરે. પણ પાણીના સોજા જ્યાં હોય છે ત્યાં ચિકિત્સા તો એક જ પ્રકારની હોય છે. **જળંધરમાં પણ સોજા જેવી જ ચિકિત્સા કરવી.**

## ૪૧ : વૃદ્ધિ—વધરાવળ ( Scrotal Enlargement )

**વધરાવળના પ્રકાર :** વૃદ્ધિ અથવા વધરાવળ એ અણ્ડની કોથળીનો રોગ છે. એ સાત જાતનો છે: કફવૃદ્ધિ, પિત્તવૃદ્ધિ, વાતવૃદ્ધિ, રક્તવૃદ્ધિ, અંત્રવૃદ્ધિ, મૂત્રવૃદ્ધિ અને મેદોવૃદ્ધિ.

**વધરાવળ એટલે શું ?** જ્યારે કોથળીના ચામડામાં કફ, પિત્ત, વાયુ, લોહી, નાનું આંતરડું, પેશાબ કે ચરબીમાંથી એકાદ ભરાય છે, ત્યારે ઉપર જણાવેલા પ્રકારમાંથી તે તે પ્રકારનો વૃદ્ધિરોગ થાય છે.

**કફ, પિત્ત અને વાયુની વધરાવળનાં લક્ષણ :** કફવૃદ્ધિમાં જડતા તથા ભારેપણું કોથળીમાં લાગે છે. પિત્તવૃદ્ધિમાં બળતરા થાય, વાયુવૃદ્ધિમાં પીડા થાય, ઉપરની ત્રણે ય વૃદ્ધિમાં પીડા તો થાય જ પણ સાથે કફવૃદ્ધિમાં જડતા અને ભાર લાગે અને પિત્તવૃદ્ધિમાં બળતરા પણ થાય. રક્તવૃદ્ધિમાં લોહી ભરાય અને વખત જતાં લોહીનું પરુ પણ થાય.

**ઉપાય :** કફવૃદ્ધિમાં ઊનું પાણી ને દિવેલ તોલા ૨, પિત્ત-વૃદ્ધિમાં દિવેલ તોલા ૨, વાતવૃદ્ધિમાં ગરમ દૂધ તોલા ૫ અને દિવેલ તોલા ૨ ભેગું પાવું. રક્તવૃદ્ધિમાં દિવેલ આપવું અને કોથળીને વ્રીહિમુખશસ્ત્રથી અને દ્વિમુખનલિકાથી વીંધી( Tap કરી )ને લોહી કાઢી નાખવું, નહિ તો પરુ થાય.

**સારણગાંઠનું પૂર્વ રૂપ :** ઉધરસ ખાવાથી, છીંક ખાવાથી, પરાણે ઝાડો કરવાથી અને એવાં બીજાં કારણોથી આંતરડાંનો કેટલોક ભાગ તેની ઉપરના શ્લેષ્માવરણ પડદા (Peritoneum ) સાથે કોથળીના માર્ગ(ઈન્ગ્વાઈનલ કેનાલ Inguinal Canal )માં ઊતરી પડે છે. પણ કોથળીના માર્ગમાં આંતરડું ઊતરે તે પહેલાં એ માર્ગના મુખ આગળ થોડા દિવસ સોજો રહે છે. આંતરડું કોથળીના

માર્ગના મુખ આગળ પડ્યું હોય છે તેને લીધે ત્યાં સોજો થાય છે; આ સારણગાંઠનું પૂર્વરૂપ છે. આવો સોજો હોય ત્યાંસુધી આ રોગ (અંત્રવૃદ્ધિ) મટી શકે છે, એમ આયુર્વેદ કહે છે.

**પૂર્વરૂપમાં ઉપાય :** આ માર્ગના મુખ સુધી ઊતરી આવેલું આંતરડું દિવેલ પીવાથી ફરી પાછું પોતાને સ્થાને ગોઠવાઈ જાય છે. વાયુને લીધે આંતરડું સુકાઈ પાતળું થઈ ગયું હોય છે, તેથી એ કોથળીના માર્ગમાં ઊતરી પડે છે, પણ કોથળીમાં ઊતર્યા પહેલાં જો દરદી દિવેલ પીએ, તો દિવેલની ચિકટતા(સ્નિગ્ધતા)થી વાયુ અનુલોમ થાય અને સુકાયેલું આંતરડું પાછું અસલ હતું એવું જાડું થાય. તેથી કોથળીના માર્ગમાં ઊતરી શકે નહિ. માટે આંતરડું કોથળીમાં ઊતરે તે પહેલાં સોજા જેવો દેખાવ કરી, કોથળીના માર્ગ પાસે બહાર પડ્યું હોય ત્યાંસુધીમાં દિવેલ પીવાથી ફાયદો થાય છે. પણ એકવાર આંતરડું કોથળીમાં ઊતરે ત્યારપછી દિવેલ પીએ તોપણ માર્ગ લપટો પડી જવાથી ચડાવેલું આંતરડું પણ પાછું કોથળીમાં ઊતરી પડે છે; માટે આયુર્વેદ કહે છે કે જો માર્ગના મુખમાંથી આંતરડું કોથળીમાં ઊતરે, તો તે રોગ અસાધ્ય છે.

**સારણનો ફાંસો: તેની ભયંકરતા :** કોથળીમાં ઊતરેલું આંતરડું એવડું હોય છે. હવે કેટલીકવાર વાયુના અતિશય જોરને લીધે કોથળીમાં ઊતરેલા આંતરડાંમાં આંટી પડી જાય છે, તેથી આંતરડાંમાં ઝાડાનો માર્ગ ભિંસાઈ જાય છે, તેથી ઝાડો અને પવન રોકાઈ જાય છે, તેથી અત્યંત વેદના થાય છે. આને વિગુણ અંત્રવૃદ્ધિ અથવા સારણનો ફાંસો કહેવામાં આવે છે. જો વાયુ અનુકૂળ થઈ જવાથી આંટી ઊકલી જાય, તો વેદના બંધ થાય છે; નહિ તો વિગુણ અંત્રવૃદ્ધિવાળાનું ત્રણચાર દિવસમાં મૃત્યુ થાય છે. સાદી અંત્રવૃદ્ધિ-(સારણગાંઠ=Hernia)માં વેદના હોતી નથી.

**મૂત્રજવૃદ્ધિ: દાક્તરી ઉપાયથી થતું નુકસાન:** જ્યારે જાળાં (Capillaries)નું પાણી કોથળીની ચામડીના શ્લેષ્માવરણમાં

ટ્યુનિકા વેજાઈનલ (Tunica Vaginal) નામના પડમાં ઝમીને ભેગું થાય છે ત્યારે મૂત્રવૃદ્ધિનો રોગ (Hydrocele) થયો એમ કહેવાય છે. વૈદકમાં આ પાણી (Tap કરીને) કાઢી નાખવાનો એક ઉપાય છે, પણ તેથી ભરાયેલું પાણી કાઢી શકાય, નવું ઉત્પન્ન થતું મટાડી શકાય નહિ, અને પાણી નવું ઉત્પન્ન થતું મટે નહિ ત્યાંસુધી આ રોગ પણ મટે નહિ.

**મૂત્રજવૃદ્ધિનો ઉપાય:** માટે આ રોગમાં પણ પાણી તદ્દન બંધ કરી જળોદર અને સોજામાં કહ્યું છે. તેમ પાણી પાવાનું બંધ કરી દૂધનો પ્રયોગ કરવો તથા દિવેલ પાવું.

**મેદોજવૃદ્ધિના ઉપાય:** મેદોજવૃદ્ધિમાં દિવેલ આપવું. ચામડી ચીરીને અંદરથી મેદ (ચરબી) નીચોવી કાઢવી. ચરબી વધે એવા ખોરાક આપવા નહિ. એટલે દૂધ, દહીં, ઘી, ગળપણ, લોટ, મીઠાઈ વગેરે બંધ કરવાં.

**ખોરાક:** મૂત્રવૃદ્ધિ સિવાય બીજા બધા પ્રકારની વૃદ્ધિમાં દાળ, ભાત, શાક અને ખીચડીનો હલકો ખોરાક આપવો. કફવૃદ્ધિ અને વાતવૃદ્ધિમાં શેક કરવો.

## ૪૨ : ગલગંડ (Goitre)

**ગલગંડ કોને કહેવાય?** જેમ મેદોવૃદ્ધિમાં કોથળી (Scrotum) ની ચામડીમાં ચરબી ભરાય છે તેમ ગલગંડમાં ગળાની ચામડીમાં ચરબી ભરાય છે; અને ગળામાંથી શરૂઆત થઈને વધતાંવધતાં મેદભરેલી ચામડીની કોથળી વધારે ને વધારે નીચે લટકતી જાય છે. તે મેદભરેલી લટકતી ગળાની કોથળી ઉપરથી સાંકડી ને નીચેના ભાગમાં ઉત્તરોત્તર વધારે પહોળી થતી જાય છે. આને ગલગંડ કહેવામાં આવે છે.

**ઉપાય અને ખોરાક:** ગલગંડમાં ચામડીમાં ઊભો કાપ

મૂકવાથી ભરાયેલો ચીકણો મેદ નીકળે છે. તેને બરાબર નીચોવી નાખવો. પછી ચામડીને ગૂમડાંની માફક રૂઝવવી. હીમજ તોલો ૧ રોજ આપવી અને ખોરાકમાં ફક્ત દાળ, ભાત, ખીચડી અને શાક આપવાં.

## ૪૩ : અપચી, ગંડમાળ–કંઠમાળ (Scrofula)

**લસિકાવિધાન એટલે શું ?** હૃદય રસાશય છે, એટલે હૃદયમાંથી અન્નરસ લોહી સાથે ભળીને શરીરમાં બધે પથરાયેલી ધમનીઓ (Arteries) અને ધમનીનાં જાળાં (Capillaries) દ્વારા શરીરને પોષણ આપવા માટે પહોંચી જાય છે. ધમનીઓ અને તેનાં જાળાંમાં લોહી સાથે રસ વહે છે. તે વખતે તેમાં સાથેસાથે શરીરનો કચરો પણ ભળતો જાય છે. આ ધમનીનાં જાળાંમાં વહેતો રસ જાળાંમાંથી બહાર ઝમે છે અને તેમાંથી શરીરનાં અંગો અને ધાતુઓ પોષણ મેળવે છે. પછી અંગો અને ધાતુઓ ચૂસી રહે, ત્યારપછી જે ઝમેલો રસ વધે છે તેમાંનો કેટલોક ભાગ શિરાઓ-(Veins)નાં જાળાં ચૂસી લે છે, કેટલોક ભાગ માંસ અને ચામડી વચ્ચેની ખાલી જગાઓમાં ભરાય છે અને કેટલોક ભાગ લસિકા-વિધાનનાં જાળાં ચૂસી લે છે. શિરાનાં જાળાંમાં ચુસાયેલો રસ શિરાઓ-માં થઈને યોગ્ય ક્રમે ફેફસાંમાં શુદ્ધ થતો જાય છે, તે વખતે તેમાંનો કચરો નાકવાટે ઉચ્છ્વાસ સાથે બહાર નીકળી જાય છે. ચામડી અને માંસ વચ્ચેની ખાલી જગ્યામાં ભરાયેલા રસનો કચરો ચામડી નીચેની ચરબીમાંથી પરસેવારૂપે બહાર નીકળી જાય છે; અને લસિકાવિધાને ચૂસેલો રસ પાછો હૃદયમાં લોહી ભેગો ઠલવાય છે. આ લસિકા-વિધાન શરીરમાં બીજે બધે સૂક્ષ્મ છે પણ એ સાથળના મૂળમાં અને ત્યાંથી ભેગું થઈને કરોડની બાજુએ થઈ ખભા પાસેથી નીચું વળીને હૃદય સાથે જોડાય છે એટલો ભાગ વધારે સ્થૂલ

છે; તેથી લસિકાની ગ્રંથિઓ (Glands) ગળામાં, બગલમાં અને સાથળના મૂળમાં વધારે મોટી હોય છે.

**અપચીનો અવયવાર્થ અને સ્થાન :** 'અપચી' શબ્દમાં 'અ'નો અર્થ 'નહિ' થતો નથી પણ 'અલ્પ' થાય છે. તેથી અપચી એટલે લાંબે કાળે પાકે એવી લસિકાની પાણી ભરાઈને ફૂલેલી ગાંઠ (Gland). આ ગાંઠો મુખ્યત્વે ત્રણ ઠેકાણે વધે છે: ગળામાં, બગલમાં અને જાંઘના સાંધામાં એમ આયુર્વેદ કહે છે, જો કે એ ગાંઠો હોય છે તો આખા શરીરમાં.

**કંઠમાળ શી રીતે થાય છે?** આ અપચી પાકે અને સડવા લાગે ત્યારે એનો સડો બીજી ગાંઠોને Circulation દ્વારા સડાવે છે. આમ પાણી એક પછી એક ગાંઠમાં અનુક્રમે વધારે ને વધારે ભરાતું જાય છે. આવી એક પછી એક પાકતી ફૂલેલી ગાંઠોની હારને ગંડમાળ (કંઠમાળ) કહેવામાં આવે છે.

**અપચી અને કંઠમાળના ઉપાય તથા ખોરાક :** અપચી અને કંઠમાળમાં રોજ હીમજ તોલો ૧ આપવી. ઉપવાસ પણ કરાવવા; તેમ જ નીચે આપેલી કાંચનાર ગૂગળની ગોળીઓ તોલો ૦। દિવસમાં બેવાર વરણાંનાં પાંદડાં કે કાંચનાર (ઝીંઝા)ના કવાથ સાથે ગળવી. ખોરાક દાળ, ભાત, ખીચડી અને શાકનો હલકો આપવો.

**કાંચનાર ગૂગળની ગોળીઓ બનાવવાની રીત :** ભેંશા ગૂગળમાં કચરો, માટી વગેરે ચોટયું હોય તે કાઢી નાખી, સાફ કરેલા ગૂગળને ખળખળતા પાણીમાં પલાળવો. પાણી ઉપર કચરો તરી આવે તેમ તેમ તે કચરો કાઢી નાખી કચરાવાળું પાણી કાઢી નાખવું. પછી બીજું ખળખળતું પાણી એમાં નાખી ગૂગળને ખૂબ હલાવી કચરો તરી આવે તે કાઢી નાખવો અને એ પાણીમાં ગૂગળ આખી રાત રહેવા દેવો. સવારે પાણી નિતારી એક વાસણમાં રાખવું અને તળિયે બેઠેલા ગૂગળનો લોચો બીજા વાસણમાં લઈ લેવો. એમાંથી કઠણ-ન ચોળી શકાય એવો ભાગ કાઢી નાખી

એમાં ( ગૂગળના લોચામાં ) નીચે જણાવેલી કાંચનાર વગેરે ૧૧ વસ્તુઓનું ઝીણું ચૂર્ણ નાખી, ખૂબ મસળી એકરસ કરી તેની ગળી શકાય એવડી ગોળીઓ વાળવી. ગોળીઓ વાળતાં જરૂર પડે તો પેલું નીતરેલું પાણી વાપરવું.

કાંચનારની છાલ તોલા ૨૦, સૂંઠ તોલા ૪, પીપર તોલા ૪, કાળાં મરી તોલા ૪, હરડે તોલા ૨, બહેડાં તોલા ૨, આમળાં તોલા ૨, વાયવરણાં તોલો ૧, તમાલપત્ર તોલો ૦।, એલચી તોલો ૦। અને તજ તોલો ૦।—આ ૧૧ દવાઓના કુલ તોલા જેટલો જેટલા ગૂગળ એટલે ગૂગળ શેર ૧ લેવો.

## ૪૪ : ગ્રંથિ–રસોળી (Tumour)

**રસોળીની ઉત્પત્તિ તથા લક્ષણ :** હવે જ્યારે ધાતુના કચરા એક જગાએ ભેગા થતા જાય અને તેની આસપાસ કફનું પડ બાઝી જાય, ત્યારે એ ગ્રંથિ અથવા રસોળી કહેવાય છે. રસોળી આઘી-પાછી થઈ શકે છે, એટલે એ સ્થિર હોતી નથી. જેમજેમ કચરો વધારે ભરાય તેમતેમ એ વધતી જાય છે.

**રસોળીના પ્રકાર :** રસોળી પોચી અને કઠણ એમ બે જાતની હોય છે, પ્રવાહી કચરો ભરાવાથી પોચી રસોળી થાય છે અને ઘટ્ટ કચરો ભરાવાથી કઠણ રસોળી થાય છે.

**રસોળીના ઉપાય તથા ખોરાક :** પોચી રસોળીને તો રોજ ધીમેધીમે દબાવવાથી ફોડી શકાય છે. પણ કઠણ રસોળીને શસ્ત્ર-ક્રિયાથી કે ડામ દઈને નાબૂદ કરી શકાય છે. પરંતુ કાળજી એટલી રાખવાની કે જે કફના પડમાં એ રસોળી વીંટાયેલી હોય તે પડને તદ્દન નિર્મૂળ કરવું જોઈએ, નહિ તો બીજીવાર રસોળી થાય છે. રસોળીમાં પણ હીમજ તોલો ૧ અને દાળ, ભાત, ખીચડી તથા શાકનો સાદો તેમ જ હલકો ખોરાક આપવો.

## ૪૫ : અર્બુદ—ઝેરી રસોળી (Cancer)

**અર્બુદ કોને કહેવાય?** જ્યારે શરીરની કોઈ પણ ધાતુ બગડી ગમે તે અવયવ( local )માં એનો ભરાવો થાય અને તે ભાગ જ વધે જાય, ત્યારે તે અર્બુદ કહેવાય છે.

**અર્બુદનાં લક્ષણ અને અસાધ્યતા:** અર્બુદ એટલે આબુ પર્વત. અર્બુદ એ ઝેરી રસોળી છે. તે પર્વતના જેવી સ્થિર હોય છે, એને આમતેમ ખસેડી શકાતી નથી. માંસાર્બુદમાં માંસ ખૂબ વધવાથી ચામડી ફાટી માંસ બહાર દેખાય છે પણ બહુ પરુ નીકળે નહિ; કારણ કે અર્બુદ પાકતું નથી. આ રોગ અસાધ્ય છે.

**ઉપાય:** રાહત માટે ડામ દઈ શકાય, ચામડી કાપી વધતી ધાતુને કાઢી નખાય, તેથી રાહત થાય; પણ ફરી પાછો ભરાવો થાય. અર્બુદમાં હીમજ તથા સાદો તેમ જ હલકો ખોરાક આપવો.

જો હીમજ લેવાય નહિ અને ખોરાકની પરેજ રાખી શકાય નહિ, તો ગલગંડ, અપચી, ગંડમાળ, ગ્રંથિ અને અર્બુદરોગોમાંથી ભયંકર ઉપદ્રવો ઊભા થાય છે.

**ગલગંડ વગેરે રોગોમાં બહુ પરુ કેમ નથી થતું?** ગલગંડ, અપચી, ગંડમાળ, ગ્રંથિ અને અર્બુદમાં પાકીને બહુ પરુ નીકળે નહિ; કારણ કે આ રોગ કફના છે. એમાં પિત્ત ઘણું ઓછું હોવાથી જલદી પાક થતો નથી.

ગલગંડ, અપચી અને ગંડમાળમાં થોડું પરું થાય છે, પણ ગ્રંથિ અને અર્બુદમાં પરુ થતું નથી.

## ૪૬ : શ્લીપદ–હાથીપગ (Elephantiasis)

**શ્લીપદ શબ્દનો અર્થ :** શ્લીપદ શબ્દ 'શ્લી' અને 'પદ' એ શબ્દોનો બનેલો છે. આ રોગને એરેબિકમાં દાઉ–ઉલ–ફીલ કહેવામાં આવે છે. દાઉ=પગ, ઉલ=નો, ફીલ=હાથી. એટલે આ રોગને એરેબિકમાં હાથીનો પગ એવું કહેવામાં આવે છે.

અંગ્રેજી વૈદકમાં આ રોગને Elephantiasis કહેવામાં આવે છે. એનો અર્થ પણ હાથી જેવો સોજો એવો થાય છે. આ ઉપરથી શ્લીપદ શબ્દની એવી વ્યુત્પત્તિ ગોઠવી કાઢવાનું મન થઈ આવે, કે શ્લી=હાથી અને પદ=પગ. પણ સંસ્કૃતમાં શ્લી જેવો કોઈ શબ્દ જ નથી એટલે શ્લીનો અર્થ બીજી બે રીતે સમજાવવામાં આવે છે. કેટલાક લોકો શ્લી એટલે શિલા એમ સમજી, શિલાવત્ એટલે શિલા (પથ્થર) જેવો પગ–એવો શ્લીપદનો અર્થ કરે છે. પણ સંસ્કૃતમાં ર્ અને લ્ નો અભેદ ગણાય છે. એને આધારે શ્લી=શ્રી અને શ્રી=વધવું, એ ઉપરથી શ્લીપદ એટલે વૃદ્ધિ પામતો પગ એવો અર્થ પણ કરી શકાય છે.

**શ્લીપદ કયા પ્રદેશમાં વધારે થાય ?** આ રોગ અનૂપ દેશમાં થાય છે. જે પ્રદેશમાં વરસાદ, નદી, દરિયાનું પાણી બારે માસ ભરાઈ રહે છે તે અનૂપ દેશ કહેવાય છે. ત્યાં કફના રોગ વિશેષ થાય છે.

**શ્લીપદ શી રીતે થાય છે ?** જ્યારે મંદાગ્નિને લીધે આમ થાય છે અને એ મેદ તથા કફવાળો કાચો રસ વહેતોવહેતો સાથળના મૂળમાં જાય છે ત્યારે સાથળના મૂળની ગાંઠો (Glands) વધે છે. તે વખતે ત્રણેક દિવસ તાવ આવે છે. પછી સાથળમાંનો રસ ગુરુત્વાકર્ષણથી નીચે ઊતરી પગના અંગૂઠા તથા આંગળામાં ભરાય છે; અને ત્યાં કફનું પાણી ભરાઈને શ્લીપદરોગની શરૂઆત થાય છે. પછી જેમજેમ વધારે ને વધારે પાણી (રસ) સાથળ દ્વારા નીચે

ને નીચે ઊતરી જાય છે તેમતેમ પાણી વધારે ને વધારે નીચે ઊતરે છે; અને પગે પાણીનો ભરાવો વધારે ને વધારે ઊંચો ચઢતો જાય છે.

**શ્લીપદ ક્યાં સુધી મટે છે?** આ રોગ કફપ્રધાન હોવાથી ધીમેધીમે વધે છે. જ્યાંસુધી પગની આંગળીઓથી ચઢતોચઢતો રોગ ઢીંચણ સુધી આવે છે, ત્યાંસુધી એ સાધ્ય છે.

**શ્લીપદ રોગ વધતોવધતો શું કરે છે?** રોગ વધીને એટલી હદ સુધી જાય છે, કે આખો પગ વધી જાય છે, નાક, કાન, હાથ, જનનેંદ્રિય, યોનિના હોઠ, અંડ વગેરેનાં ચામડાં પણ વધે છે. ચામડી જાડી થાય છે અને ઉપરથી ખરછટ થાય છે. રોગ વધે છે ત્યારે ચામડીમાં કાણાંકાણાં પડી જાય છે, ગૂમડાં પણ થાય છે, જીવડાં પણ પડે છે.

**શ્લીપદ, ગજચર્મ અને વલ્મીકરોગ વચ્ચે તફાવત:** આ શ્લીપદરોગ ગજચર્મરોગ અને વલ્મીકરોગથી જુદો પડે છે. ગજચર્મમાં ફક્ત ચામડી જ હાથી જેવી જાડી થાય છે, પગ હાથીના પગ જેવો જાડો થતો નથી. વલ્મીકમાં ચામડીમાં છિદ્રો પડે, સોજો આવે, પાકે પણ પગની વૃદ્ધિ હાથી–પગ જેવી થતી નથી.

**શ્લીપદ અસાધ્ય ક્યારે બને?** શ્લીપદરોગ એક પ્રકારના અર્બુદ જેવો લાગે છે. આ રોગ એક વર્ષથી જૂનો થાય કે ઢીંચણ ઉપર જાય અથવા ગૂમડાં થઈને ચામડી ફાટે, ત્યારે અસાધ્ય બને છે.

**શ્લીપદના ઉપાય તથા ખોરાક:** શ્લીપદના ત્રણ ઉપાય છે: દવા, ડામ અને શસ્ત્રક્રિયા. દવામાં આદું, સૂંઠ તોલો ૧ દિવસમાં બેવાર વગેરે કફનાશક દવાઓ આપવી. ઉપવાસ અને હીમજથી ફાયદો થાય છે. ખોરાક લૂખો, સાદો અને હલકો આપવો. શસ્ત્રક્રિયામાં પગ અથવા તે તે અંગ કાપી નાખવાં પડે છે.

**ડામ:** ઢીંચણથી પાની સુધીના પગના મધ્ય ભાગ આગળ પાછલી બાજુએ એક ગોળ માથાવાળો ખીલો ખૂબ તપાવીને,

ચારપાંચ પળ સુધી માથાવાળા ભાગથી દબાવવો. એ ડામથી જે કાણું પડે તેને પાટો બાંધવો. રુઝાવા ન દેતાં એ કાણામાં થોરના દૂધમાં વીંટેલી મીણની ગોળી મૂકવી. તેથી ઘા રુઝાય નહિ અને પાણી સાથળમાંથી નીચે ન ઊતરતાં આ ડામના કાણામાંથી બહાર નીકળી જશે. આ અશાસ્ત્રીય ક્રિયાને 'પોત મૂકવું' કહે છે; અને એ ક્રિયા સફળ નીવડે છે.

## ૪૭ : વિદ્રધિ–ગડ (Abscess)

ગડમાં જલદી બળતરા થવા માંડે છે, તે ઉપરથી એનું નામ વિદ્રધિ પડ્યું છે.

**ગડ કેવી રીતે થાય છે?** વિદ્રધિની શરૂઆત એવી રીતે થાય છે કે પહેલાં દૂષ્ય (ધાતુઓ) બગડે છે. તે આસપાસના ભાગને અંદરથી બગાડીને સડાવે છે. ધાતુઓ બગડ્યા પછી વાત, પિત્ત અને કફ પણ બગડે છે. વિદ્રધિ શરીરના ઊંડાણમાંથી શરૂ થાય છે અને હાડકું, માંસ અને ચામડી ક્રમેક્રમે સડવાથી અને આસપાસનો ભાગ પણ સડવાથી એ ગડનો ઉપાડ બહુ બહોળો થાય છે.

**ગડનાં વાસ્તુસ્થાન:** વિદ્રધિનાં સાત વાસ્તુસ્થાન એટલે નિવાસસ્થાન છે: ચામડી, શિરા, સ્નાયુ, લોહી, માંસ, ચરબી અને હાડકાં.

**આંતરવિદ્રધિ અને બાહ્યવિદ્રધિ :** જ્યારે ગૂમડું શરીરના અંદરના ભાગમાં થાય અને તેથી બહાર ઊપડી ન આવે ત્યારે તેને આંતરવિદ્રધિ કહેવામાં આવે છે. જ્યારે ગડ શરીરના વાસ્તુસ્થાનનો આશ્રય લઈ વધતાંવધતાં ચામડીને ઉપસાવી બહાર દેખાય છે ત્યારે તેને બાહ્યવિદ્રધિ કહેવામાં આવે છે.

**કેવાં આંતરવિદ્રધિ સાધ્ય કે અસાધ્ય છે?** ફેફસું

આંતરડું. હોજરી, મૂત્રાશય વગેરે સ્થાનોમાં આંતરવિદ્રધિ (ગડ) થાય, ત્યારે તેમાં થતા પરુને શરીરની બહાર નીકળવા માટે ઊલટી, રેચ, પેશાબ વગેરે કરાવવાની દવાઓ આપવાથી તે સાધ્ય બને છે. પણ જે આંતરવિદ્રધિમાં પરુને બહાર નીકળવાનો કુદરતી માર્ગ નથી તે અસાધ્ય છે.

**બાહ્યવિદ્રધિના પ્રકાર અને સાધ્યાસાધ્યપણું:** બાહ્ય-વિદ્રધિનાં મૂળ ઊંડાં હોય છે તથા તેનો ઉપાડ અને ઘેરાવો પણ મોટો હોય છે. તે છ પ્રકારનાં હોય છેઃ કફનાં, પિત્તનાં, વાયુનાં, ત્રિદોષનાં, રક્તનાં તથા વાગવાથી થયેલાં, જેમાં ત્રિદોષનાં અસાધ્ય છે.

**વિદ્રધિ અને અર્બુદ વચ્ચે તફાવત:** ત્રિદોષના વિદ્રધિની માફક અર્બુદ (Cancer)પણ અસાધ્ય, ઉપાડ અને વિસ્તારવાળું, ઊંડા મૂળવાળું અને દેખાવમાં ભયંકર હોવાથી ઘણા વિદ્રધિને અર્બુદ માનવાની ભૂલ કરે છે. પણ વિદ્રધિમાં પાકીને પરુ થાય છે જ્યારે અર્બુદ પાકતું નથી. વળી વિદ્રધિ પોચું અને પાકયા પછી આંગળીના ટકોરા મારવાથી થડકો આવે એવું હોય છે, જ્યારે અર્બુદ સ્થિર અને અવિચલ હોય છે.

**વિદ્રધિ અને વ્રણશોથ વચ્ચે તફાવત:** વિદ્રધિ અને વ્રણશોથ વચ્ચે તથા વિદ્રધિ અને શારીરવ્રણ વચ્ચે તફાવત એ છે, કે વિદ્રધિની શરૂઆત દૂષ્ય (ધાતુ) બગડવાથી થાય છે અને ઊંડેથી થાય છે—પણ વ્રણશોથ અને શારીરવ્રણની શરૂઆત દોષ (વાત, પિત્ત, કફ,) બગડવાથી થાય છે.

**અસ્થિવિદ્રધિ એટલે શું?** હાડકાંના વ્રણ રોગ છે. તેમને અંદરઅંદર ગૂંચવી નાખવામાં આવે છે. હાડકાંને પોષણ પૂરું ન મળવાથી હાડકું સુકાઈ જાય અને તૂટી જાય ત્યારે એ હાડકાંનો ટુકડો શરીરમાં શલ્યરૂપ બને છે; અને આસપાસના ભાગને બગાડીને સડાવે છે. પાછળથી આમાં દોષો ભરાઈને તે ભાગને વધારે બગાડે છે. આને અસ્થિવિદ્રધિ કહેવામાં આવે છે.

**અસ્થિશોષ એટલે શું?** વળી જ્યારે હાડકાંમાં બગાડ થાય છે, ત્યારે કેટલીકવાર દાંતની માફક હાડકું પણ ફક્ત કાળું પડી જાય છે; તેમાં છિદ્રો પડે છે પણ પરુ નીકળતું નથી. આને અસ્થિ-શોષ (કેરિઝ–Caries) કહેવામાં આવે છે.

**હાડકાનું અર્બુદ:** પણ જ્યારે હાડકું વધે છે અને વધતાં-વધતાં માંસ તથા ચામડીને બહુ ઉપાડે છે અને એ હાડકાંની વૃદ્ધિવાળો ઊપસેલો ભાગ સ્થિર અને અવિચળ હોય છે, ત્યારે એને હાડકાંનું અર્બુદ કહેવામાં આવે છે.

**બોન ટી. બી. અને એપેન્ડિસાઇટિસ પણ વિદ્રધિ જ છે:** હવે સાચી સમજણને અભાવે દાક્તરવૈદ્યો અસ્થિવિદ્રધિને બોન ટી. બી. (Bone T. B.) કહે છે અને એપેન્ડિક્સ (Appendix) નામના આંતરડાના વિદ્રધિને એપેન્ડિસાઇટિસ (Appendicitis) કહેવામાં આવે છે. વિદ્રધિ જે અવયવ ઉપર થાય તે અવયવ ઉપરથી એને જુદાંજુદાં નામ આપી જાણે એ બધા જુદાજુદા રોગ હોય એવો ભ્રમ ઉત્પન્ન કરે છે; અને રોગની સંખ્યાનો ખોટો ફુગાવો થાય છે. પણ એ બધાં ખરી રીતે વિદ્રધિ જ છે.

**ગડનો ઉપાય:** વિદ્રધિને પકવવું જોઈએ. તે માટે શેક કરવો. પોટીસ મારવી. ઘઉંના લોટમાં થોડા તેલનું મોણ દેવું. પછી એમાં થોડો પાટિયો ટંકણખાર (બોરિક પાઉડર) નાખી તથા પાણી નાખી ખદખદાવીને પોટીસ બનાવવી. શેક થાય છતાં દાઝી ન જવાય એ રીતે પાટાના પડમાં પોટીસ રાખી પોટીસ બાંધવી. દર ત્રણત્રણ કલાકે પોટીસ બદલાવવી. પોટીસ રાત્રે ઊંઘતી વખતે છોડી નાખવી.

પોટીસ અને શેકથી વિદ્રધિને પક્વ્યા પછી ગડ પૂરું પાકી જાય, છતાં પણ પોતાની મેળે ફૂટે નહિ તો ચપ્પુથી ઊભો કાપ મૂકી ફોડવું અને દબાવીને માત્ર પરુ કાઢી નાખવું. લીમડાના ક્વાથથી કે કોઈ ક્ષારના પાણીથી ગડનો અંદરનો ભાગ રોજ પરુ

નીકળે ત્યાંસુધી ધોવો કે જેથી ગડની અંદરના સડેલા ભાગનો કચરો અને સડો અંદરથી સાફ થાય. પીડા થતી હોય તો તેલની વાટ, (વાટ કપડાની બનાવવી અને વાટથી ઘા ભરી કાઢવો), પરુ નીકળતું હોય ત્યાંસુધી ચોખ્ખા મધની વાટ અને પીડા કે પરુ ન હોય, પણ એટલું રૂઝવવાનું જ બાકી રહ્યું હોય તો ઘીની વાટ ઘામાં ભરવી; અને એ ભાગ પર બહારથી કંઈ ઈજા ન થાય કે બહારની હવાના સંસર્ગથી પીડા કે પાક વધે નહિ એટલા માટે પાટો બાંધવો. પરુ નીકળે ત્યાંસુધી પાટો રોજ છોડવો અને રોજ ઘા ધોઈ વાટ ભરવી; પણ જ્યારે પરુ થતું બંધ થાય ત્યારે ગરમીની ઋતુમાં ચારચાર દિવસે અને શિયાળામાં આઠઆઠ દિવસે તથા વર્ષાઋતુમાં છછ દિવસે પાટો છોડવો અને ઘીની વાટ નવી ભરવી. પરુ બંધ થયા પછી પણ રોજરોજ અથવા ઉપર જણાવેલી મુદત કરતાં વહેલો પાટો છોડવાથી તૂટેલી રગોને સંધાવાની તથા માંસપેશીઓને અંકુર આવીને જોડાવાની યોગ્ય તક મળતી નથી.

**ટેભા ક્યારે અને શી રીતે મારવા?** શસ્ત્રક્રિયાથી થયેલો, વાગવાથી થયેલો કે ગડગૂમડ ફૂટવાથી થયેલો કોઈ પણ ઘા બે ઇંચથી વધારે લાંબો હોય તો ઘા ધોવો, પણ પછી તેલ, મધ કે ઘીની વાટ ન મૂકતાં ફક્ત તેલ, મધ અને ઘી ભેગાં અંદર મૂકીને હીરના દોરાથી કે ઘોડાના વાળથી ટેભા મારી પાટો બાંધવો અને તે પાટો ઉપર જણાવેલી મુદતે ઋતુ પ્રમાણે છોડી ટેભા તોડ્યા વિના ચામડી પર આવેલું પરુ સાફ કરી, ફરી ચામડીના સાંધા ઉપર તેલ, મધ અને ઘી મૂકી પાછો પાટો બાંધી દેવો. પછી જ્યારે ઘા તદ્દન રુઝાઈ જાય ત્યારે ટેભાના દોરા આખા નીકળે એ રીતે ટેભા તોડી નાખવા. દોરા બહાર કાઢ્યા પછી ટેભાનાં કાણાં ઉપર ફોલ્લી કે પરુ જણાય તેથી મૂંઝાયા વિના ઘી ચોપડી તેને રૂઝવવું. સંપૂર્ણ રુઝાયા પછી પણ ઘી ચોપડ્યા કરવું.

**પોટીસ રાત્રે કેમ અને ક્યારે ન બાંધવી? પોટીસ બાંધવાના ફાયદા:** પોટીસ તથા પાટો રાત્રે છોડી નાખવાનું કારણ એ છે, કે

દિવસે ગડગૂમડાં કે સોજાની જેટલી દુષ્ટ ગરમી હોય તે રાત્રિની ઠંડી હવાના સંસર્ગથી બહાર નીકળી જાય અને રતાશ ઘટે. પણ ગડ વગેરે ફૂટે અથવા ફોડવામાં આવે ત્યારપછી પોટીસ અને પાટો રાત્રે પણ છોડવાં નહિ; નહિ તો ઈજા થાય અને બહારની હવાના સંસર્ગથી વધારે પાકે. પોટીસથી ગડગૂમડાં ને સોજા અંદર ને અંદર વેરાઈ જાય પણ જો પરુની શરૂઆત થયા પછી પોટીસ બાંધવા માંડીએ તો પોટીસ એને પકવીને ફોડી નાખે અને ગડગૂમડ ફૂટ્યા પછી એના ઘાને રૂઝવી પણ દે છે.

**હીમજ તથા ખોરાક:** રોજ હીમજ તોલો ૧ આપવી. લૂખો, સાદો અને હલકો દાળ, ભાત, ખીચડી, શાકનો ખોરાક આપવો. દૂધ, દહીં, છાશ, માખણ, ઘી, ગળપણ તથા લોટ બંધ કરવાં. હીમજ સિવાયના તૂરા, કડવા, ખાટા પદાર્થ તથા લવણ બંધ કરવાં. હીમજ તૂરી છે છતાં એ રસાયન હોવાથી આપી શકાય છે. બીજા તૂરા પદાર્થોની માફક હરડે સંકોચ કરી નુકસાન કરતી નથી એ એનો પ્રભાવ છે.

## ૪૮ : વ્રણશોથ*—શારીરવ્રણ, આગંતુકવ્રણ અથવા સદ્યોવ્રણ×

**વ્રણશોથના પ્રકાર: દરેકનું ખાસ લક્ષણ:** વ્રણશોથ (લોહીનો સોજો) વાત, પિત્ત, કફ, દ્વંદ્વો (૩), ત્રિદોષ, રક્ત, રક્ત તથા દોષો મળીને (૬) અને વાગવાથી થતો એમ પંદર જાતનો છે. વાયુના વ્રણશોથમાં રતાશ સાથે કાળાશ હોય, પિત્તના વ્રણશોથમાં ઘણી રતાશ હોય, કફના વ્રણશોથમાં રતાશ સાથે ધોળાશ હોય. વાયુમાં પીડાનું તત્ત્વ વધારે હોય, પિત્તમાં બળતરા અને ગરમીનું તત્ત્વ વધારે હોય, કફમાં જડતા(ભારેપણા)નું તત્ત્વ વધારે હોય અને લોહીના વ્રણ-

* (Inflamation) × (Traumatic Wound)

શોથમાં પિત્ત જેવાં લક્ષણ હોય છે.

**આગંતુક વ્રણશોથ કોને કહેવાય?** આ વ્રણશોથ વળી બે પ્રકારના છે: આગંતુક અને શારીર. આગંતુક વ્રણશોથ વાગવાથી કે કપાયાથી થાય છે. વાગવાથી જાળાં (કેશવાહિનીઓ) કચરાય કે તૂટે એટલે લોહી એક જગ્યાએ જમા થાય અને સોજો આવે છે. કપાવાથી જાળાં કપાય છે અને તેમાંથી લોહી વહી જવા માંડે છે અને પાકે ચઢે છે. આ બન્ને આગંતુક વ્રણશોથ કહેવાય છે.

**શારીર વ્રણશોથ કોને કહેવાય?** પણ જ્યારે મંદ અગ્નિને લીધે કાચો અન્નરસ (**આમ**) વાત, પિત્ત અને કફને બગાડીને કોપાવે છે અને તેને લીધે લોહીના પ્રવાહનો એક ઠેકાણે ભરાવો થાય છે, ત્યારે જાળાં ફૂલે છે અને ચામડી ઊપસે છે. આ શારીરવ્રણશોથ કહેવાય છે.

**શારીર તથા આગંતુક વ્રણશોથમાં અનુક્રમે શું શું થાય છે?** શારીરવ્રણશોથ તથા વાગવાથી થયેલા આગંતુક વ્રણશોથમાં પહેલાં સોજો આવે, પછી રતાશ આવે છે, પછી બળતરા ને ગરમી આવે છે, પછી પીડા થાય છે અને છેવટે પાક થાય છે, ચામડી નીચે જાળાંમાંનો ભરાવો વધતો જાય, ત્યારે જાળાં તૂટી જાય છે; ત્યારે લોહી જાળાંની બહાર પણ ચામડીની અંદર ઢળે છે.

**સોજાને વધતો અટકાવવાના ઉપાય: તેમાં રાખવાની સાવચેતી:** આ વ્રણશોથમાં સોજો આવવા માંડે કે તરત ઉપર-ઉપરના ઠંડા ઉપચાર કરવા. ઠંડા પાણીનાં પોતાં મૂકવાં, પાણી રેડવું, ચંદન, રતાંજળી કે વાળાનો લેપ કરવો કે જેથી લોહી થીજવા માંડીને વધારે એકઠું થતું અટકે. પણ આ ઠંડા ઉપચાર એટલી હદ સુધી ન કરવા કે એને લીધે લોહી ફરતું બંધ થઈ જવાથી અંગને પોષણ મળતું બંધ થઈ જાય અને તેથી અંગ મરવા માંડે, (ગેન્ગ્રીન= Gangrene થઈ જાય.). વળી પીડા ઘણી જ થતી હોય તો પહેલાં

શેક કરવો. શિયાળા જેવી ઠંડી ઋતુમાં ઠંડા ઉપચાર પ્રમાણસર જ કરવા.

**સોજો ઉતારવા( વેરી નાખવા )નો ઉપાય, ન વેરાય તો પકવીને ફોડવાનો ઉપાય:** ઠંડા ઉપચાર પછી બીજી ક્રિયા પોટીસની કરવી. તેથી લોહી ગરમ થશે, વધારે પાતળું બનશે અને ઢોળાયેલા લોહીને જાળાં પાછું ચૂસી લેશે, એટલે સોજો ઉતરશે. જો આ રીતે સોજો ઉતરે તો પછી કંઈ કરવાનું રહેતું નથી. પણ જો પોટીસ અને શેકથી સોજો ન ઉતરે તો સોજો પાકે ત્યાં સુધી પોટીસ ચાલુ રાખવી. સોજો પાકીને ફૂટે નહિ ત્યાંસુધી રાત્રે સૂતી વખતે પોટીસ કે પાટો બાંધવાં નહિ. પછી જ્યારે સોજો પાકે ત્યારે એને હાથથી તાણીને અથવા અડદના લોટમાં ચણા જેટલું મોરથૂથુ કે કોઈ ક્ષાર નાખી એનો સોજા ઉપર લેપ કરીને પાકેલા સોજાને તોડવો. (અડદના લોટનો લેપ કરતા પહેલાં તે ભાગના વાળ સાફ કરવા.) આથી ગૂમડું ફૂટશે. ગૂમડું કે ગડ ફોડવા માટે ચોખ્ખા હાથીદાંતને ચંદનની માફક ઘસી ગૂમડાને જે ભાગમાંથી ચીરવું હોય તે ભાગ ઉપર સાધારણ જાડો લીસોટો કરવો અથવા મોરથૂથુનો લીસોટો કરવો તેથી ચામડી કપાઈને છૂટી પડી જવાથી ગૂમડું ફૂટી જશે. ફૂટ્યા પછી વિદ્રધિ( ગડ )ની માફક જ ધોવાની અને રૂઝવવાની ક્રિયા કરવી. પછી ઘા રુઝાય એટલે ઘાનો વ્રણ ( નિશાની–Scar) દૂર કરવાની ક્રિયા પણ કરવી.

**ઘાનો ડાઘ દૂર કરવાનો ઉપાય:** ઉપર જણાવ્યા પ્રમાણે ઘાની નિશાની પણ ન રહે તે માટે નીચે પ્રમાણે ક્રિયા કરવી. જો ઘાનો ડાઘ ધોળો હોય તો બાવચી (ગંધાતી બાવચી, તુકમરિયાં નહિ ) ચોપડીને ચામડી રાતી કરવી. જો ડાઘની ચામડી કાળી થઈ ગઈ હોય તો ઘી ચોપડીને રાતી કરવી. જો વ્રણ ( scar ) ઉપર વાળ ન ઊગતા હોય તો રસવંતી અને હાથીદાંત ઘસીને ચોપડવાં.

**કપાયાથી કે વાગવાથી ઘા પડે તેના ઉપાય:** જ્યારે

કપાયાથી આગંતુક વ્રણ થાય, ત્યારે પણ ઠંડા પાણીનાં પોતાંથી લોહી બંધ કરવું. ઠંડા પાણીનું પોતું ઘા ઉપર મૂકવું. પછી ઘામાં પાણી ન જાય એ રીતે પોતા ઉપર હાથ રાખી પોતા ઉપર તથા આસપાસ ઠંડું પાણી રેડવું. આથી લોહી બંધ થશે. પણ જો આ રીતે લોહી બંધ ન થાય તો ઘામાં ફટકડી અને પાટિયો ટંકણખાર (બોરિક) ભભરાવવાં. તેથી તૂરા રસના સ્પર્શથી જાળાં સંકોચાઈ જવાથી લોહી નીકળતું બંધ થશે. ઘામાંથી નીકળતું લોહી બંધ કરવું એ ખાસ જરૂરી છે. જો બહુ લોહી નીકળતું હોય તો ઘા ઉપર ઠંડા પાણીનું પોતું લોહી બંધ થાય ત્યાંસુધી મૂકી જ રાખવું અને પોતા ઉપર તથા આસપાસ ઠંડું પાણી રેડ્યા કરવું.

વળી જો કોઈ મોટી રગ કે નસ તૂટી હોય, તો તૂટેલી રગના મોં પર તપાવેલા લોઢાથી કે દીવાસળી સળગાવીને ભડકો ઓલવ્યા પછી ધીકતા રહેલા દીવાસળીના ભાગથી ડામ દેવો. તેથી રગનું મોં સંકોચાઈ જશે અને લોહી બંધ થશે.

લોહી બંધ થયા પછી એને એકલાં પોટીસ, તેલ, મધ અને ઘીથી વિદ્રધિના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જ રુઝાવવાની ક્રિયા કરવી. કપાયાથી થયેલા ઘામાં પકવવાની કે લોહી પાછું ચુસાવવાની ક્રિયા કરવી પડતી નથી. ઘામાંથી લોહી નીકળતું તદ્દન બંધ થયા પછી ઘાને સાફ કરી, શુદ્ધ ઘી અંદર રેડવું અને ઘામાં ઘીની વાટ ભરી દેવી. શુદ્ધ ઘી ન હોય તો ખાવાનું મીઠું તેલ વાપરવું અને તેલને અભાવે મધ વાપરવું. હરડેનું ચૂર્ણ ભભરાવવાથી પણ ઘા રુઝાય છે.

ખોરાક ભારે કે વધારે પડવાથી ઘાના અમુક ભાગનું માંસ વધ્યે જાય છે અને એ જોઈએ તે કરતાં વધારે ઊંચું આવી આસપાસની ચામડીને જોડાવા દેતું નથી. આને ઉત્સેધ થયો કહેવાય છે. તેવે પ્રસંગે ખોરાક હલકો તથા ઓછો લેવો. હીમજ જરા વધારે ખાવી તથા ઉત્સેધવાળા ભાગ પર મોરથૂથુનો ભૂકો આછોઆછો

ચોપડવો તેથી ઊપસેલો ભાગ બેસી જશે અને ચામડી જોડાઈ જશે. મોરથૂથુ ચોપડ્યા પછી ઘી ચોપડવું.

**સદ્યોવ્રણ એટલે શું ?** અકસ્માત થવાથી એટલે પડવા-આખડવાથી ચામડી ઘસાય કે તૂટે કે માંસ કે માંસપેશીઓ વગેરે તૂટે તે સદ્યોવ્રણ કહેવાય છે.

**સદ્યોવ્રણના ઉપાય તથા સાવચેતી :** સદ્યોવ્રણમાં ખાસ સાચવવાનું એ છે કે દરદીને ઘી, દૂધ કે દહીં આપવાં તદ્દન બંધ કરવાં, નહિ તો ધનુર્ થાય અને કેસ બગડી જાય. સદ્યોવ્રણની બધી ક્રિયા વિદ્રધિ જેવી જ કરવી.

**હીમજ : ખોરાક :** સર્વ પ્રકારના વ્રણમાં હીમજ તોલો ૧ આપવી. ખોરાક વિદ્રધિ પ્રમાણે આપવો.

**વિદ્રધિ તથા વ્રણશોથ વચ્ચે તફાવત :** વિદ્રધિનાં મૂળ ઊંડાં હોય છે, વ્રણશોથનાં મૂળ ઊંડાં હોતાં નથી. વિદ્રધિમાં પહેલી ધાતુ બગડે છે, વ્રણશોથમાં પહેલા દોષ બગડે છે.

**શારીરવ્રણ અને વાગવાથી થયેલા વ્રણશોથ વચ્ચે તફાવત :** શારીરવ્રણ અને વાગવાથી થયેલા વ્રણશોથમાં ફેર એ છે કે વ્રણશોથને શરૂઆતથી સંભાળી લઈએ અને શેક, પોટીસ તથા આહારવિહારના પથ્યની ચિકિત્સા શરૂ કરી દઈએ તો એ વેરાઈ જાય અને પાકે નહિ; અને ફોડવાની, રુઝાવવાની જરૂર પડે નહિ. પણ શારીરવ્રણમાં તો પાક થાય જ અને એને પોટીસ વગેરે ઉપર્યુક્ત ક્રિયાથી ફોડીને રુઝાવવો પડે; કારણ કે શારીરવ્રણ દોષભેગો થયા પછી થાય છે.

## ૪૯ : ભગ્ન ( Fracture, Dislocation, Sprain )

**ભગ્નનો અર્થ અને પ્રકાર:** હાડકાં ભાગે તેને ભગ્ન કહેવામાં આવે છે. ભગ્ન એક દૃષ્ટિએ તો આઠ પ્રકારનું છે, પણ બીજી વ્યવહારદૃષ્ટિએ બે પ્રકારનું ગણી શકાય, સંધિભગ્ન અને કાંડભગ્ન. ભગ્નના પ્રકરણમાં જ હાડકાં ઊતરવાનો તથા ફ્રેક્ચર થવાનો તથા મચકોડનો સમાવેશ કરવામાં આવ્યો છે.

**સંધિભગ્ન અને કાંડભગ્ન એટલે શું? સચ્છેદ અને નિશ્છેદ એટલે શું?** સાંધામાંથી હાડકું ભાંગે તે સંધિભગ્ન કહેવાય. અને સાંધા ( Joints ) સિવાયનાં બીજાં હાડકાં ભાગે તે કાંડભગ્ન કહેવાય. આ બંને પ્રકારના ભગ્નના દરેકના પાછા બે ભાગ છે. સચ્છેદ અને નિશ્છેદ. જ્યારે ભાંગેલું હાડકું એટલે હાડકાનો છેડો ચામડી તોડીને બહાર નીકળે ત્યારે સચ્છેદ ભગ્ન કહેવાય અને ભાંગેલું હાડકું ચામડી તોડીને બહાર ન નીકળે ત્યારે નિશ્છેદ ભગ્ન કહેવાય છે.

**ભગ્નના ઉપાય:** જો હાડકું ચામડી તોડી બહાર નીકળ્યું હોય તો પહેલું કળથી તેને અંદર લઈ અને બહાર ન નીકળ્યું હોય તો એમ ને એમ તૂટેલા હાડકાના સાંધા મેળવવા. જો તૂટીને હાડકું ઊંચું ચઢી ગયું હોય, નીચે ઊતરી ગયું હોય, હાડકાના તૂટેલા બીજા ટુકડાના પોલાણમાં પેસી ગયું હોય કે બીજી કોઈ પણ રીતે તૂટેલું હાડકું અંદર આડુંઅવળું થયું હોય, તો પહેલાં હાડકું ભાંગવાથી હાડકાના જુદા થયેલા કકડાવાળા અવયવોમાંથી ઉપરના કકડાવાળા અવયવને ઊંચો તાણવો; અને નીચેના કકડાવાળા અવયવને નીચે તાણવો; એમ બન્ને જગાએ એકસાથે સામસામું તાણીને પછી ધીમેધીમે છોડતા જવાથી એ પોતાના અસલ સ્થાન આગળ જોડાઈ જશે. ન જોડાય તો બીજા માણસે, પહેલો માણસ ધીમેધીમે

છોડતો જતો હોય ત્યારે એ બે કકડાને બરાબર જોડવા. હાડકું ભિતરી ગયું હોય તોપણ આમ જ કરવું.

હાડકું ભાગ્યું છે કે નહિ તેની ખાતરી કરવા ભાંગેલા હાડકાવાળા અંગને આડુંઅવળું હલાવી જોવું. જો ભાંગ્યું હશે તો 'કટકટ' અવાજ થશે.

**ભગ્નમાં ઉપવાસ અને ખોરાક:** આમાં લાંઘણથી ઝટ રૂઝ આવે છે. હીમજ આપવી નહિ. દૂધ હાડકાંને સાંધનાર છે એમ કહ્યું છે, પણ દૂધથી ધનુર્ થાય અને પાકે એવો ભય છે; માટે દૂધ, ઘી આપવાં નહિ, કારણ કે મોડું રુઝાય તે સારું પણ કંઈ ભય ભિભો થાય એ ઠીક નહિ. ખોરાક વિદ્રધિ પ્રમાણે આપવો.

**પાટો કેવી રીતે બાંધવો?** કાંડભગ્ન સાધ્ય છે પણ સંધિભગ્ન દુઃસાધ્ય છે. કાંડભગ્નમાં તૂટેલાં હાડકાં બરાબર ગોઠવીને અવયવ હાલી ન જાય એ રીતે કઠણ પાટો બાંધવો, પણ સંધિભગ્નમાં પાટો બહુ કઠણ ન બાંધવો અને બહુ ઢીલો પણ ન બાંધવો.

**ભાંગેલું હાડકું સાંધવાનો ઉપાય:** દવામાં નીચે જણાવેલી લાક્ષાદિ ગૂગળની ગોળીઓ દિવસમાં બેવાર દરેક વખતે ૦। તોલો આપવી. તેથી હાડકાં સંધાય છે. ભાગેલું હાડકું સંધાતાં ઓછામાં ઓછો એક માસ લાગે છે; માટે ત્યાંસુધી તો તદ્દન હલકો દાળ, ભાત, ખીચડી અને શાકનો ખોરાક આપવો.

**લાક્ષાદિ ગૂગળની ગોળીઓનો પાઠ:** લાખ, હાડસાંકળ, કડાયાની છાલ (અથવા આસંદરાની છાલ), આસગંધ, મોટી કાંસકી અને ગૂગળ: એમાંથી પહેલાં ગૂગળસિવાયનાં પાંચ ઓસડ સમભાગે લઈ ઝીણું ચૂર્ણ કરવું. પછી એ પાંચે ઓસડ જેટલા વજનનો ગૂગળ પલાળી કંઠમાળના પ્રકરણમાં કહ્યા પ્રમાણે સાફ કરી, પાણી નિતારી એનો લોચો થાય તેમાં ઉપર કહેલા ચૂર્ણને એકજીવ ભેગું કરીને ગોળીઓ વાળવી.

**મચકોડથી શું થાય?** જ્યારે હાડકું ભાંગતું નથી કે સાંધામાંથી હાડકું ઊતરી જતું નથી, ત્યારે કેટલીકવાર અંગ વળી જવાથી કે પછાડ લાગવાથી અમુક ભાગ ઉપર જ શરીરનો ભાર આવી જવાથી તે અંગ મચડાઈ જાય છે; તેને મચકોડ ખાધી કહેવામાં આવે છે. મચકોડમાં જે પ્રમાણમાં રગો તથા જાળાં પર ખેંચાણ આવે છે તે પ્રમાણમાંએ તૂટી જાય છે અને માંસપેશીઓ (Muscles) ખેંચાઈ જાય છે. તૂટેલી રગો તથા જાળાંમાંથી લોહી ચામડી તળે ભેગું થવાથી સોજો આવે છે અને પીડા થાય છે.

**મચકોડના ઉપાય:** મચકોડમાં લોહી ચામડી તળે ભરાઈ ને સોજો આવવા માંડે કે તરત ગરમીનો દિવસ હોય તો ઠંડું પાણી રેડ્યા કરવું કે જેથી રગો તથા જાળાંનું મોં સંકોચાઈ જાય, વધારે લોહી નીકળે નહિ અને તેથી સોજો વધે નહિ, પણ ઠંડી ઋતુ હોય તો ઠંડા પાણીના ઉપચાર કરવા નહિ; કારણ કે તેથી પીડા વધારે થાય. આવેલા સોજા ઉપર સરોકું તેલ ચોપડી ચામડી દાઝી ન જાય એ રીતે કોરો શેક કર્યા કરવો. એથી નીકળેલું લોહી ગંઠાઈ જશે નહિ અને બીજી રગો શેકથી ગરમ અને પાતળા બનેલા લોહીને પોતાની અંદર ચૂસી લેશે. તેથી સોજો અને પીડા નરમ થશે. પછી સોજો ઉતારવા માટે નીચેનો લેપ કરવો.

**લોહીનો સોજો ઉતારવાનો લેપ:** જદવાર, હળદર, મેદાલકડી, સાજીખાર, આમલીનાં પાંદડાંનો ભૂકો, આવળનાં પાંદડાં તથા ગજ્જર: આ છ દવાઓને ઝીણી ખાંડી પાણીમાં ખદખદાવી દઝાય નહિ એવો સાધારણ જાડો લેપ કરી પાટો બાંધવો.

**મચકોડમાં હીમજ: ખોરાક:** મચકોડમાં હીમજ તોલો ૦ાા રોજ આપવી. દાળ, ભાત, ખીચડી અને શાકનો હલકો ખોરાક આપવો.

## ૫૦ : નાડીવ્રણ—ભરનીંગળ ગૂમડું (Fistula, Sinus)

**નાડીવ્રણ કેવી રીતે થાય?** નાડીવ્રણ સ્વતંત્ર રીતે ઉત્પન્ન થતો રોગ નથી. વિદ્રધિ, વ્રણશોથ, શારીરવ્રણ, સદ્યોવ્રણ કે ભગ્નમાંથી કોઈ પણ રોગ મટાડતાં ન આવડે; અથવા પરુ કે શલ્ય, ભાંગેલું હાડકું કે બહારથી વાગેલું પણ કંઈ અંદર રહી ગયું હોય, તો જ નાડીવ્રણ થાય છે. નાડીવ્રણ એટલે ભરનીંગળ ગૂમડું.

જ્યાં શલ્ય કે પરુ અસલ ભરાઈ રહ્યું હોય ત્યાંનો ભાગ ઉપરથી રુઝાઈ જાય છે અને અંદર રહેરહે એ શલ્ય કે પરુ અંદરથી માંસને સડાવી નાખી કઠણ કરી દે છે, તેથી મૂળ જગ્યાએ ગાંઠ પડી જાય છે. એટલે પરુ કે શલ્ય બીજે ભાગ સડાવીને ત્યાંથી અંદર ને અંદર માર્ગ કરતાંકરતાં બીજી જગ્યાએ ફૂટી નીકળે છે અને ત્યાંથી પરુ નીકળે છે. મૂળ જગ્યા દબાયાથી દુઃખે ખરી પણ નવું મોં બીજી જ જગાએ થાય છે અને એ મોંથી પરુ નીકળે છે; આને નાડીવ્રણ કહેવામાં આવે છે.

**તાજા નાડીવ્રણનો ઉપાય :** આ નાડીવ્રણ તાજો હોય ત્યાં-સુધી દવાથી મટે છે. તાજા નાડીવ્રણમાં હીમજ તોલો ૦। રોજ આપવી તથા દિવસમાં બેવાર પા–પા (૦।) તોલો ત્રિફળા–ગૂગળ આપવો.

**ત્રિફળા–ગૂગળનો પાઠ:** ત્રિફળા (હરડે, બહેડાં અને આમળાં), ત્રિકટુ (સૂંઠ, કાળાં મરી અને પીપર) અને કંદમાળના પ્રકરણમાં લખ્યા પ્રમાણે શુદ્ધ કરેલો ગૂગળ—એ દવાઓને સમાન ભાગે લઈ ચૂર્ણ કરી, તેની ગોળી એકએક તોલો દિવસમાં બેવાર ગળવી.

**જૂના નાડીવ્રણનો ઉપાય :** પણ જો નાડીવ્રણ જૂનો હોય તો અગ્નિવડે બાળવાથી, ક્ષારવડે બાળવાથી કે શસ્ત્રક્રિયાથી જ મટી શકે છે.

આ નાડીવ્રણને મોં થયું હોય તો પરુ કઈ બાજુથી આવે છે અને પોલાણનો માર્ગ કઈ બાજુએ છે તે જાણવા, જ્યાં મોં થયું

હોય ત્યાંથી એષણીશલાકા (વ્રણનો માર્ગ શોધવાની સળી) ખોસવી અને પછી વળેલી અણીવાળી છરીથી ચામડી કાપી, વ્રણ ખુલ્લો કરવો. વળી આસપાસ દબાવી જોવું કે દબાણ કરવાથી બીજે ક્યાંયથી પરુ આવે છે કે કેમ? જો બીજેથી પણ પરુ આવે તો જે માર્ગથી પરુ આવતું લાગે તે માર્ગમાં પણ એષણીશલાકા ખોસવી અને વળેલી અણીવાળી છરીથી ચામડી કાપી વ્રણનો માર્ગ ખુલ્લો કરવો. પછી એ ખૂલેલો માર્ગ વિદ્રધિની માફક ધોવો અને પછી મોરથૂથુ જેવા ક્ષારના પોતાથી થોડો સડો બાળી નાખવો અને વ્રણ ઘીથી રૂઝવવો.

**દાક્તરી તથા આયુર્વેદનાં હથિયાર:** એષણીશલાકા પાંચ જાતની છે: અણીદાર, બુટ્ટી, પરનાળની માફક વચ્ચે ખાડાવાળી, વાંકી અને તીક્ષ્ણ ધારવાળી. બુટ્ટી શલાકાને અંગ્રેજીમાં પ્રોબ (Probe) કહેવામાં આવે છે. પરનાળ જેવા ખાડાવાળી શલાકાને અંગ્રેજીમાં ડિરેક્ટર (Director) કહેવામાં આવે છે. શસ્ત્રક્રિયાની છરી પરનાળવાળી શલાકાના વચલા ખાડામાં ગોઠવવી પડે છે કે જેથી બીજે નુકસાન થાય નહિ. અંગ્રેજીમાં નાઈફ (Knife) બિસ્ચ્યુરી (Bisturae) અને સ્કાલ્પેલ (Scalpel) એ ત્રણ કાપવાનાં સાધનો હોય છે, પણ આયુર્વેદમાં ફક્ત એક नताग्रवृद्धिपत्र હોય છે તે બધાની ગરજ સારે છે.

**બાળવાની ક્રિયા અને તેની મર્યાદા:** જો શસ્ત્રક્રિયા ન કરવી હોય તો બુટ્ટો ગોળ ખીલો ગરમ કરીને વ્રણના પરુ આવવાના માર્ગમાં ખોસવો અથવા ક્ષારની વાટ ખોસવી, તેથી માર્ગનો સડો બળી જશે. આથી શરૂઆતમાં ત્રણચાર દિવસ સોજો આવશે, પણ પછી સોજો ઊતરી જશે. ત્યારપછી ઘીની વાટ ભરીને રૂઝવવો, પણ વ્રણનો માર્ગ વાંકોચૂકો હોય, તો ખીલો કે ક્ષારની વાટથી પહોંચી વળાય નહિ.

**સાંધાપરના નાડીવ્રણનો ઉપાય:** જો નાડીવ્રણ સાંધા ઉપર હોય તો કામ વધારે મુશ્કેલ બને છે. એવા નાડીવ્રણમાં શસ્ત્રક્રિયા

ચતી નથી, વ્રણને મોં થયું હોય ત્યાંથી નીચે જણાવેલા જાત્યાદિ તેલની વાટ ખોસવી તેથી વ્રણ રુઝાશે.

**જાત્યાદિ તેલ :** ચમેલી( જૂઈ )નાં પાંદડાં, કડવાં પરવળ કે કડવાં તૂરિયાંનાં પાંદડાં, કરકચનાં પાંદડાં, મીણ, જેઠીમધ, ઉપલેટ, હળદર, દારુહળદર, કડુ, મજીઠ, પદ્મક, હરડે, લોધર, નીલકમળ, ઉપલસરી, મોરથૂથુ અને કરકચનાં બીજ—એ ૧૭ વસ્તુઓને સમાનભાગે લેવી. એ બધું વાટીને લોચો ચટણી ( કલ્ક ) કરવી. પછી ચટણીથી ચારગણું તલનું તેલ ચટણીમાં નાખવું, પછી એમાં તેલથી ચારગણું પાણી નાખી પાણી તદ્દન બળી જાય ત્યાંસુધી ઉકાળવું. પાણી બળી રહે ત્યારે તેલને જાડા વસ્ત્રથી ગાળી લેવું.

**નાડીવ્રણમાં ઉપવાસ અને ખોરાક :** નાડીવ્રણમાં તદ્દન ઉપવાસથી જલદી ફાયદો થાય છે. ખોરાકમાં દૂધ, દહીં, માખણ, ઘી, ગળપણ તથા લોટ વગેરે ભારે ખોરાક બંધ કરવો. હીમજ તોલો ાા રોજ આપવી. મીઠું ઓછું ખાવું.

**નાડીવ્રણના ચોક્કસ ઉપાયો :** જાત્યાદિ તેલની વાટ, ત્રિફળા-ગૂગળ, પોટીસ તથા ઘી–મધ–તેલની વાટથી નાડીવ્રણનો ચોક્કસ નાશ થાય છે.

## ૫૧ : ભગંદર ( Fistula )

**ભગંદર કોને કહેવાય ?** જ્યારે ગુદાની આસપાસ બે ઇંચના ફરતા ઘેરાવા( Radius )માં કોઈ જગ્યાએ નાડીવ્રણ થાય, ત્યારે એને ભગંદર કહેવામાં આવે છે. ભગંદરમાં પરુ એવી નાડીઓ એટલે માર્ગો કરે છે કે કેટલીકવાર એ માર્ગોના મુખ દ્વારા ઝાડો-પેશાબ પણ થાય છે. ભગંદર પણ એક પ્રકારનું નાડીવ્રણ જ હોવાથી જે કારણોથી નાડીવ્રણ થાય છે તે જ કારણોથી ભગંદર પણ થાય છે.

**ચાંદી પરમિયાથી થતું ભગંદર : તેના ઉપાય :** વળી ચાંદી

કે પરમિયાને લીધે પણ પરુથી લોહી બગડીને અમુક જગ્યાએ જમા થઈ સડે છે અને એમાંથી ભગંદર થાય છે. આ ચાંદી કે પરમિયાથી થયેલું ભગંદર પારાગંધકના સેવન વિના મટી શકતું નથી. એમાં બીજી બધી ક્રિયા નિષ્ફળ જાય છે.

**ઉન્માર્ગી ભગંદર કેવી રીતે થાય?** વળી માંસ ખાનાર કોઈવાર માંસ સાથે હાડકું પણ ખાઈ જાય છે. એ હાડકાનો ટુકડો જો ગુદામાં આડો આવે અને ત્યાં વાગે તો ત્યાં મોં થાય અને પરુ થઈને ભગંદર થાય. આનું નામ ઉન્માર્ગી ભગંદર છે.

**મૂઢ ભગંદર કેવી રીતે થાય?** વાગવા( અભિઘાત)થી મૂઢ ભગંદર થાય છે. વાગવાથી જાળાં ( કેપિલરીઝ ) વગેરે ફૂટેતૂટે તેથી લોહી અંદર ને અંદર જમા થઈ સડે પણ પરુ એકદમ બહાર ન આવી શકે; કારણ કે ગુદાની આસપાસનો ભાગ એવો જાડો હોય છે, કે વાગવાથી અંદર થયેલો વિકાર નથી ઉપરની ચામડી પર દેખાતો કે નથી બહારની ચામડી ઉપર દેખાતો, તેથી પરુ અંદર ને અંદર માર્ગો કરે છે.

**હરસથી થતું ભગંદર:** અર્શ( હરસ )માંથી પણ ભગંદર થઈ શકે છે.

**મેદોવૃદ્ધિથી થતું ભગંદર:** વળી જેને બહુ ચરબી વધેલી હોય તેને પણ ભગંદર થાય છે. એ મટવું મુશ્કેલ હોય છે.

**ભગંદર મટવું મુશ્કેલ કેમ હોય છે?** ભગંદર મટવું મુશ્કેલ હોવાનું કારણ એ છે, કે કુલાના ભાગની માંસપેશીઓ ( Muscles ) એવી રીતે ગોઠવાયેલી હોય છે, કે વચ્ચે પરુને ભરાઈ રહેવાની જગ્યા મળે છે; અને ત્યાંથી પરુ માર્ગ કરીને બહાર નીકળી શકે તે પહેલાં આસપાસનો ઘણો ભાગ સડી જાય છે.

**ભગંદરની જાતો:** આવાં ભગંદરના પાંચ શાસ્ત્રીય વિભાગ છે: શતપોનક ( ચાળણી જેવાં સેંકડો છિદ્રોવાળું ), ઉષ્ટ્રગ્રીવ ( ઊંટની ડોકના આકારનું ), પરિસ્રાવી ( પરુઝરતું ), શમ્બૂકાવર્ત

( શંખની અંદરના ભાગના જેવા આંટીઘૂંટીવાળા માર્ગોવાળું ) અને ઉન્માર્ગી ( સડતાંસડતાં વધીને ઊંચે જતું ). કેટલાંક ભગંદર એક મુખવાળાં, કેટલાંક બે મુખવાળાં ને કેટલાંક આંધળાં એટલે મુખવિનાનાં હોય છે.

નાડીવ્રણ અંગ્રેજીમાં સાઈનસ ( Sinus ) અને ફિસ્ચ્યુલા ( Fistula ) બન્ને કહેવાય છે, પણ ભગંદરને અંગ્રેજીમાં માત્ર ફિસ્ચ્યુલા જ કહે છે; કારણ કે એ બે મોઢાંવાળું હોય છે.

**ભગંદરના ઉપાય :** ચાંદી–પરમિયાથી થયેલા ભગંદર સિવાય બીજાં ભગંદરોમાં શસ્ત્રક્રિયા, અગ્નિક્રિયા ને ક્ષારક્રિયા તથા પથ્યાપથ્ય નાડીવ્રણ જેવાં જ છે.

**શતપોનક ભગંદરમાં આયુર્વેદની વિશિષ્ટ સૂચના:** શતપોનક ભગંદરમાં અનેક માર્ગો થયેલા હોય છે. તેમાં એકએક નાડી છોડીને એકાંતર ( Alternate ) ફિસ્ચ્યુલા ઉપર ક્રિયા કરવી, જેથી ગુદાનો આખો ભાગ કપાઈ નીકળી જાય નહિ. જો બધા માર્ગોને એકસાથે કાપવામાં આવે, તો મૃત્યુ થાય. આ આયુર્વેદની વિશિષ્ટ સૂચના છે.

## પર : ઉપદંશ–ચાંદી (Syphilis), પુંમેહ–પરમિયો–સુજાક (Gonorrhoea)

**ઉપદંશ ( ચાંદી ) શાથી થાય છે ?** ઇંદ્રિય ઉપર નખ કે દાંત વાગવાથી, વાળવાળી વ્યક્તિ સાથે સંભોગ કરવાથી, જેની ઇંદ્રિય સ્વચ્છ ન હોય એવી વ્યક્તિ સાથે, રજસ્વલા સ્ત્રી સાથે કે સાંકડા યોનિદ્વારવાળી સ્ત્રીસાથે સંભોગ કરવાથી, હસ્તક્રિયા કે કુદરત વિરુદ્ધ ક્રિયા કરવાથી, ઉપદંશવાળી વ્યક્તિ સાથે સંભોગ કરવાથી, પશુગમન કરવાથી, ઇંદ્રિયના ફૂલ અને યોનિના મુખ ઉપર ચાંદી

પડે છે, તેને ઉપદંશ કહેવાય છે. ઘણુંખરું પુરુષની ચાંદી પુરુષની ઇંદ્રિયના ફૂલ તથા અંદરની ચામડીના સંયોગભાગ પર હોય છે.

**પરમિયો એટલે શું ?** જ્યારે ઇંદ્રિયના મૂત્રમાર્ગમાં ચાંદી પડે છે ત્યારે પેશાબ સાથે પરુ આવે છે. આ પણ એક પ્રકારનો ઉપદંશ છે. આને પુંમેહ કે પરમિયો કહેવામાં આવે છે.

**ચાંદી–પરમિયાની ભયંકરતા :** ચાંદી અને પરમિયો સ્ત્રી કે પુરુષ ગમે તેને થઈ શકે છે. આ રોગ એટલા બધા ભયંકર છે, કે એને લીધે દરદી આયુર્વેદમાં ગણાવેલા ઘણાખરા રોગોનો ભોગ થઈ પડે છે; માટે ગમે તે રોગની દવા કરવા દરદી આવે તોપણ પહેલાં પૂછીને ખાતરી કરી લેવી કે એને ચાંદી કે પરમિયો છે કે નહિ.

જો બીજા રોગ સાથે ચાંદી કે પરમિયો પણ હોય, તો ચાંદી કે પરમિયાની દવા કર્યાથી જ બીજા રોગ પણ મટે. તે તે રોગના સ્વતંત્ર ઉપચાર કરવાથી એ રોગો (ઉપદ્રવો) મટે નહિ.

**ચાંદી–પરમિયાથી શું શું થાય છે ?** ચાંદી, પરમિયો પહેલાં તો ઇંદ્રિય ઉપર કે અંદર ચાંદીરૂપે હોય છે. એ છ મહિના જૂનો થાય ત્યારે લોહી બગડે છે અને ચામડી ઉપર ગૂમડાં થાય છે. આ વિસ્ફોટક કહેવાય છે. પછી દોઢબે વર્ષે એની અસર છેક હાડકાં સુધી પહોંચે છે, ત્યારે પગના નળાનું હાડકું વળી જાય છે, સાંધા દુઃખે છે. ઇંદ્રિયને જાણે અગ્નિમાં મૂકી હોય તેમ ઇંદ્રિયમાં દાહ થયા કરે છે. આખરે અંગો ખરી પડવા માંડે છે.

**ચાંદી–પરમિયાના ઉપાય :** અંગ્રેજી વૈદક ચાંદી–પરમિયાની શરૂઆતમાં દરદીને પારો ખવડાવવાની ના પાડે છે. પણ શરૂઆતથી જ પારો, રૂમી હિંગળોક કે રસકપૂર આપવાથી જ આ રોગોમાં ફાયદો થાય છે. પારાને કપડામાં ધરી એમાંનું સીસા(Lead)નું તત્ત્વ દૂર કરવું. પછી કપડામાં દબાવી પારો નીચોવી એક તોલા પારામાં ચાર તોલા જીરુનું વસ્ત્રગાળ ચૂર્ણ કે ચાર તોલા નગોડનાં પાદડાંનો

રસ ભેળવી, એકએક વાલ કે તેથી પણ ઓછા વજનનો પારો અંદર આવે એવી ગોળીઓ વાળવી. રોજ સવારસાંજ મળી બે ગોળીઓ ગળવી.

પારાને બદલે હિંગળોક આપવો હોય, તોપણ એ ગોળમાં વીંટીને આપવો. હિંગળોકની માત્રા પણ દિવસમાં બે વખત એક-એક વાલ કે તેથી ઓછા હિંગળોકની છે.

પારો કે હિંગળોકને બદલે રસકપૂર આપવું હોય તો પહેલાં મોટા ચણા જેવડી ઘઉંના લોટની કણક લઈ, પાતળી નાની પૂરી વણી, તેમાં એક રતિભાર રસકપૂર મૂકી, રસકપૂર વચ્ચે રહે એ રીતે પાછો લૂઓ વાળવો. (વેઢમી એટલે પૂરણપોળીનું પૂરણ વચ્ચે મૂકીને વાળીએ છીએ તેમ.) પછી એ મોટા ચણા જેવડો લૂઓ લવિંગના ભૂકામાં રગદોળવો. એવી ગોળી દિવસમાં બેવાર ગળાવવી. આ ગોળી ગળતી વખતે એ દાંતે ન અડકવી જોઈએ.

પારો, હિંગળોક કે રસકપૂરમાંથી જે દવા લેવી હોય તેની નાની માત્રા લઈએ તો મોડું મટે પણ ઉપદ્રવો થાય નહિ. એ ત્રણમાંથી કોઈ પણ દવા ખાવાથી મોં, ગળું વગેરે બધું સૂઝી જાય છે; માટે કેપ્સુલમાં મૂકીને આપવાથી ઓછો ઉપદ્રવ થાય.

**હીમજ કેટલી આપવી?** આ રોગોમાં હીમજ આપવી પણ થોડી આપવી, કારણ કે હીમજથી પારો વગેરે ઝાડામાં નીકળી જાય અને પારા વગેરે દવાઓનો ફાયદો મોડો થાય. જો મોં અને ગળું સૂઝી જાય તેનો દરદીને વાંધો ન હોય, તો તેવા દરદીને આ રોગમાં સમૂળગી હીમજ ન આપવાથી વહેલો ફાયદો થાય છે.

**ખોરાક:** ખોરાકમાં ભારે ખોરાક તથા ખટાશનો ત્યાગ કરવો. હલકો ખોરાક આપવો.

**ચાંદી અને પરમિયા માટે અનુભવેલો ખાસ ઉપાય:** રસકપૂર તોલા ૨, બોદારસિંગ તોલો ૦॥, હીમજ તોલા ૪, દાડમનાં ફૂલ તોલો ૦॥, એલચી તોલો ૦॥, જાયફળ તોલો ૦॥, લવિંગ તોલો

ll, કાળાં મરી તોલો ll અને ધાણા તોલો ll.

ઉપરનાં નવ ઓસડોમાંથી પહેલાં રસકપૂર અને બોદારસિંગને ગોમૂત્રમાં ત્રણચાર દિવસ રાખી શુદ્ધ કરવાં. પછી નવે વસ્તુઓનો ઝીણો ભૂકો કરી વાટીને લિંબુના દોઢશેર રસમાં નાખવો. સુકાય એટલે સાધારણ ચણા જેવડી ગોળીઓ વાળવી. સવારસાંજ એકએક ગોળી ઘીના લોચામાં લપેટીને એવી રીતે ગળવી કે ગોળી મોંથી ગળા સુધીના કોઈ પણ ભાગને અડકે નહિ. કેપ્સુલનો ઉપયોગ જરૂર લાગે તો ગોળી ગળવા માટે કરવો.

**આ ગોળી ઉપર વધારાની પરેજ:** આ રોગોમાં ખાસ કરીને ઉપર કહેલી ગોળી ગળનાર માટે તેલ, મીઠું, ખટાશ કે કોઈ પણ જાતનો મસાલો વર્જ્ય છે.

**ગોળીથી મોં આવે તો શું કરવું?** ગોળીથી મોં આવે તો ફટકડીના કોગળા કરવા, હીમજ લેવી તથા મોં મટતા સુધી બેચાર દિવસ ગોળી બંધ કરવી.

## ૫૩ : શૂકરોગ–શૂકદોષ

**શૂકરોગ શાથી થાય છે?** જ્યારે વાત્સ્યાયનનાં કામસૂત્રો લખાયાં ત્યારે દંપતીના પરસ્પર સંતોષ ખાતર પુરુષની જનનેંદ્રિયને નાનીમોટી કે લાંબીટૂંકી કે જાડીપાતળી કરવાના પ્રયોગો એમાં સૂચવાયા. એમાંના એક પ્રયોગમાં પાણીમાં રહેતા શૂક નામના વીંછી જેવા ઝેરી જંતુનો લેપ ઇંદ્રિય ઉપર કરવાનું કહ્યું છે. આ લેપની પટી સાત દિવસ સુધી રોજ બેવાર ઇંદ્રિય ઉપર મારવાથી ઇંદ્રિયની ઉપરની ચામડી તૂટી જાય છે અને ચામડી નીચેના માંસની વૃદ્ધિ થવા માંડે છે. પછી બીજા સાત દિવસ રૂઝવીને નવી ચામડી લાવવાની ક્રિયા કરવાની લખી છે.

આ પ્રયોગ જ્યારે સફળ થતો નથી, ત્યારે વીસ જુદાજુદા

રોગો ઇંદ્રિય ઉપર થાય છે. ભગંદર જેવું થાય, ફોલ્લીઓ થાય, અર્બુદ થાય વગેરે. એટલે વાત્સ્યાયન કામસૂત્રો લખાયા પછી આવા દરદીઓ વૈદ્યો પાસે આવવા લાગ્યા, ત્યારે આ રોગનો પ્રચાર વધ્યો.

**શૂકરોગનો ઉપાય:** શૂકરોગના ઉપચારમાં ઇંદ્રિય ઉપર માત્ર ધોયેલું ઘી ચોપડવું. તેથી રૂઝ આવવા માંડશે અને દરદ મટી જશે.

**હીમજ તથા ખોરાક:** હીમજ તોલો ૦॥ આપવી. દાળ, ભાત, ખીચડી અને શાક જેવો હલકો ખોરાક આપવો.

## ૫૪ : કુષ્ઠ—ચામડીના રોગ (Skin-diseases)

**ચામડીના રોગ કોને થાય?** ચામડીના બધા રોગો આયુર્વેદમાં કુષ્ઠ કહેવાય છે. ગળ્યું, ભારે, ઘી, દૂધ વગેરે બહુ ખાનાર, પરસેવો રોકાય એવું કરનાર, ઠંડા પાણીથી નાહનાર, ઠંડી હવા ખાનાર વગેરેને કુષ્ઠ થાય છે.

**ચામડીના રોગ કેવી રીતે થાય છે?** ઉપર જણાવેલા આહારવિહારના કુપથ્યથી દોષો (વાત, પિત્ત અને કફ,) કોપે છે અને વાયુ એમને જે સ્થાનમાં લઈ જાય ત્યાં જાય છે. કુષ્ઠમાં ત્રણે દોષ કોપેલા હોય છે પણ કફ વધારે હોવાથી કુષ્ઠ વિશેષે કફપ્રધાન રોગ કહેવાય છે.

**કુષ્ઠના પ્રકાર અને નામ:** આ રોગો લોહી બગડવાથી થાય છે. એ માન્યતા ભૂલભરેલી છે. જ્યારે દોષો ઊંડા ઊતરી ધાતુનો આશ્રય લે ત્યારે ધાતુ—આશ્રિત કુષ્ઠ કહેવાય છે. ધાતુ—આશ્રિત કુષ્ઠ સાત છે. એ દુઃસાધ્ય છે; પણ જ્યારે કોપેલા દોષ ચામડીનો આશ્રય લઈ ચામડીનાં સાત પડમાંથી એક કે વધારે પડને બગાડે છે, ત્યારે એ સ્થાનઆશ્રિત કુષ્ઠ કહેવાય છે. સ્થાનઆશ્રિત કુષ્ઠ ૧૧ છે. બન્ને પ્રકારના કુષ્ઠ મળી કુલ સંખ્યા ૧૮ની છે.

**અઢાર કુષ્ઠનાં નામ:** કાપાલ (ઠીકરા જેવા ડાઘા), ઔદુમ્બિક (ઉમરાના ફળ જેવા ડાઘા), મંડલ, વિચર્ચી (ખરજવું), ઋક્ષ, ચર્મ, એક, કિટિભ, સિધ્મ (કરોળિયા), અલસ, વિપાદિકા (પગ ફાટવા), દદ્રુ (દાદર), શતારુષી, વિસ્ફોટ, પામા (ખસ), ચર્મદલ, પુણ્ડરીક, કાકણ. શ્વિત્રી (ધોળો કોઢ), કિલાસ (ગુલાબી કોઢ), એ બે એક જ જાત છે. પહેલાં ગુલાબી થઈ પછી કેટલીકવાર ધોળા ડાઘ થઈ જાય છે.

સિધ્મ=કરોળિયા (Soriasis), દાદર (Ringworm), ધોળો કોઢ (Leucoderma), ખરજવું (Eczema), ખસ (Scabies), લૂખસ (Prurigo).

**ખસનો ખાસ ઉપચાર:** હરતાળ તોલો ૧, બાવચી તોલા ૧૦ ગંધક તોલા ૨॥, કાળાં મરી તોલા ૫, વજ તોલા ૨॥, મોરથૂથુ તોલો ૦॥, પુંવાડિયાંનાં બીજ તોલા ૧૦—એ સાતે ઓસડ ઉપરના પ્રમાણમાં જુદાંજુદાં ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ભેગાં કરી લૂગદી વળાય એટલું જ પાણી નાખી લસોટવાં. પછી જેટલા વજનની લૂગદી હોય તેનાથી ચારગણું સરસિયું લઈ, સરસિયાને ટકડાવવું. કકડતા સરસિયામાં લૂગદી નાખવી. લૂગદી નાખ્યા પછી સરસિયું કકડાવવું નહિ. સહેવાતું ગરમ હોય ત્યારે સરસિયામાંનો કાદવ જેવો લેપ શરીરે ઊભો ઘસવો. બહુ ઘસવું નહિ પણ લેપ જેવું કરવું. વધેલું ફરીથી ઉપયોગમાં લેવું હોય, ત્યારે જરા ગરમ કરીને વાપરવું. આને ભડકિયું કહેવામાં આવે છે.

**ચામડીના બધા રોગોના ઉપાય:** અઢારે કોઢના ઇલાજમાં ખેરના લાકડાના ગર્ભમાંથી નીકળતા ખેરસારનું ચૂર્ણ દિવસમાં બેવાર દરેક વખતે ૦। તોલો ફકાવવું. ખેરના લાકડાના થડના ગર્ભમાં જે વચલો ભાગ હોય છે તેને ખેરસાર કહેવામાં આવે છે. તે શુદ્ધ મળવો મુશ્કેલ છે. તે મળે તેમાંથી કચરો સાફ કરી, શુદ્ધ ખેરસાર

લેવો. જો ખેરસાર ન જ મળે, તો ખેરના બે તોલા લાકડાના ટુકડાને એક શેર પાણીમાં ઉકાળી પાણીનો આઠમો ભાગ શેષ રહે, ત્યારે દિવસમાં બેત્રાર ક્વાથની માફક પાવું. સાથે સવાર-સાંજ એકએક તોલો બાવચી (તુકમરિયાં નહિ પણ ગંધાતી બાવચી) ખાંડીને ખવડાવવી. જો બાવચીને ઝમે નહિ એવા વાસણમાં ગોમૂત્રમાં પલાળી, તે વાસણનું મોં શીડી દઈ ધાન્યના ઢગલામાં એક માસ રાખી, પછી એ બાવચી દર ટંકે બબ્બે તોલા ખવાય તો વધારે સારું. બાવચીથી ફોલ્લા ઊઠે છે; કારણ કે બાવચી Blister છે. એટલે બાવચી ખાધાથી હોજરીને નુકસાન ન થાય એટલા માટે દરદીને ખાવાની દાળમાં આંબલી કે કોકમની જગ્યાએ સૂકાં આમળાં નાખવાં. કુષ્ઠમાં બાવચી વિના વખતે ચલાવી લેવાય પણ ખેરસાર વિના ચાલે નહિ. જો કુષ્ઠ ઘણો જ વધી ગયો હોય તો ખેરના લાકડાના પાણીથી જ દરદીને નવડાવવો, ખેરના લાકડાના પાણીમાં જ દરદીનો ખોરાક રાંધવો અને ખેરના લાકડાનું પાણી જ પીવા આપવું. આ બધા ઉપયોગ માટે પાણીમાં ખેરના લાકડાના ટુકડા આખી રાત પલાળી રાખવાથી ખેરના લાકડાનું પાણી તૈયાર થશે. કુષ્ઠમાં આટલી ખાવાની દવા થઈ.

બીજી દવા ચોપડવાની છે. એ બે જાતની છે: સૌમ્ય અને ઉગ્ર. સૌમ્ય ઇલાજમાં પુંવાડિયાનાં બીજ કે પુંવાડિયાનાં પંચાંગ(છાલ પાંદડાં, ફૂલ, મૂળ અને ફળ)ને વાટીને લેપ કરવો. ઉગ્ર ઇલાજમાં બાવચી વાટીને ચોપડવી; અથવા નાળિયેરની કાચલીનો ચૂવો કે લોબાનનો ચૂવો ચોપડવો. પણ બાવચી ચોપડવાથી ફોલ્લા ઊઠે છે એ ધ્યાનમાં રાખવું. કુષ્ઠમાં જો ખસ હોય તો ખસના ફોલ્લાને ફોડ્યા પછી ઉપર લેપ ચોપડવો.

**કુષ્ઠમાં ખોરાક:** કુષ્ઠમાં ચોડા ઘઉં ખવાય. હલકે દાળ, ભાત, શાક અને ખીચડીનો ખોરાક ખાવો. ઘી, દૂધ, દહીં, મળપણ

તથા કફકારક ખોરાક બંધ કરવો. શરીરે પાણી અડકાડવું નહિ. ખુલ્લી હવામાં ફરવું નહિ. ધોવાની જરૂર પડે તો તેલથી ધોવું, પણ પાણી અડકાડવું નહિ.

**કુષ્ઠમાં હીમજ:** કુષ્ઠમાં હીમજ અપાય પણ બીજો કોઈ પણ જુલાબ અપાય નહિ. હરડે રસાયન છે પણ બીજા જુલાબથી ઝાડામાં પિત્ત નીકળી જાય તેથી કફનું પ્રમાણ વધી જાય અને કફનું પ્રમાણ વધે તો કુષ્ઠ મટે નહિ.

**ધોળા કોઢમાં ખાસ ખોરાક:** ધોળા કોઢમાં કાળાં હલકાં ધાન ખાવાથી ફાયદો થાય છે.

**દાદરનો ઉપાય:** દાક્તરો એસિડો ને ટિંક્ચર ઓફ આયોડિન ચોપડે છે, તે પણ કુષ્ઠ બાળવા માટે છે. દાદરમાં પુંવાડિયાનાં બીજ, સરસવ અને ધરોને ખાટી છાશમાં વાટી, દાદર ઉપર ચોપડવાં. દાદર ઉપર લોબાનનો ચૂવો ચોપડવો (ઘસવો નહિ); એ લાલ કે કાળી દાદરનો રામબાણ ઇલાજ છે. દિવસમાં ત્રણવાર ચોપડવો. પથ્ય પાળવું. હામજ લેવી.

**લોબાનનો ચુવો બનાવવાની રીત:** માટીના બે ઘડા લેવા. તેમાંથી એકને વચ્ચેના પેટના ફરતા ભાગમાં એક છિદ્ર પાડવું. પછી બે ઘડાને સંપુટની માફક ભેગા કરી બન્નેના મોં કપડાંથી અને માટીથી ભેગાં શીડી દેવાં. શીડી દેતા પહેલાં કાણાવિનાના ઘડામાં કોડિયો લોબાન રાખવો. શીડ્યા પછી લોબાનવાળા ઘડા નીચે તાપ (શગડી) મૂકવો અને લોબાનવિનાના ઘડાનું છિદ્ર જમીન તરફ રાખી તેની નીચે લોબાનનો ચૂવો ઝીલવા માટે વાસણ મૂકવું. લોબાન-વિનાના ઘડા ઉપર ઠંડા પાણીનું પોતું રાખવું. એટલે છિદ્રમાંથી વાસણમાં ચૂવો પડશે.

## ૫૫ : શીતપિત્ત—શીળસ ( Urticaria )—ઉદ્દર્દ : કોઠ

**શીળસ શી રીતે થાય છે?** શીતપિત્ત એટલે શીળસ. એમાં શીત (એટલે કફ) અને પિત્ત એ બન્ને બગડીને ભેગાં થાય છે. ઠંડો પવન લાગવાથી બગડેલો વાયુ પિત્ત અને કફને બગાડે છે અને એ બગડેલાં કફ અને પિત્ત શરીરમાં બધે ફરીને ચામડી ઉપર રૂપિયા જેવડાં કે તેથી નાનાં ઢીમડાં ઉત્પન્ન કરે છે.

**ઉદ્દર્દ કોને કહેવાય?** જ્યારે આ રોગમાં પિત્ત સાથે કફ વધારે ભળે ત્યારે બહુ મોટાં ઢીમડાં નીકળે છે, તેને ઉદ્દર્દ કહે છે. ઉદ્દર્દ એટલે મોટું શીળસ.

**કોઠ ક્યારે કહેવાય?** જ્યારે આ બગડેલા પિત્ત અને કફ સાથે બગડેલો વાયુ પણ ભળે છે, ત્યારે એ વાયુ ચામડીને સૂકવી નાખે છે. શીળસ અને ઉદ્દર્દમાં કફને લીધે ખણુજ આવે છે, તેથી ખણીખણીને જ્યારે ચામડી બરછટ થઈ જાય છે અને બગડે છે; ત્યારે કોઠ રોગ થયો કહેવાય છે.

**ત્રણેના ઉપાય :** આ ત્રણેયમાં હીમજ આપવી પણ બીજો કોઈ જુલાબ આપવો નહિ.

શીળસમાં દવા તરીકે અજમો અને ગોળ બન્ને મળીને એક તોલો દિવસમાં બેવાર આપવો. ઉદ્દર્દમાં સૂંઠ ને ગોળ બન્ને અડધોઅડધો તોલો દિવસમાં બેવાર; અથવા આદુનો રસ ને ગોળ ( દરેક એકએક તોલો દિવસમાં બેવાર) આપવાં. કોઠમાં ચામડી ઉપર ઘી ઘસવું.

**આહારવિહાર :** ખોરાક સાદો અને લૂખો આપવો. ઠંડી હવા ખાવી નહિ. ઠંડું પાણી પીવું નહિ. ઠંડું સ્નાન કરવું નહિ. પરસેવો થાય એવું પણ કંઈ કરવું નહિ. એટલે ગરમ કપડાં, તડકો અને તાપથી દૂર રહેવું.

**મટતાં કેમ વાર લાગે છે?** આ ત્રણેય રોગ લાંબે વખતે મટે છે; કારણ કે કફના ઉપાય કરવા જતાં પિત્તનું પ્રમાણ વધે છે અને પિત્તનો ઉપાય કરવા જતાં કફનું પ્રમાણ વધે છે.

## ૫૬ : અમ્લપિત્ત—(ખાટું પિત્ત)

**અમ્લપિત્ત એટલે શું ?** અમ્લપિત્ત એટલે ખાટું જ રહેતું પિત્ત. કાચું પિત્ત ખાટું હોય છે, પચ્યમાન (પાકતું) પિત્ત કડવું હોય છે અને પકવ (પાકેલું) પિત્ત તીખું હોય છે. જ્યારે પિત્ત કાચું એટલે ખાટું જ રહે ત્યારે એવા કાચા—ખાટા પિત્તને કાળજું (Liver) લેતું નથી; એટલે એ લોહીમાં ફરે છે. તેથી અમ્લપિત્તનો રોગ થાય છે. આ રોગ ભયંકર છે.

**પ્રકાર :** અમ્લપિત્ત બે પ્રકારનું છે : ઊર્ધ્વગામી અને અધોગામી. વળી બીજી દૃષ્ટિએ પણ અમ્લપિત્તના બીજા બે ભાગ પાડવામાં આવે છે : કફાધિક અને વાતાધિક.

**ઊર્ધ્વગામી અમ્લપિત્તનાં લક્ષણ :** ઊર્ધ્વગામી અમ્લપિત્તમાં અનુક્રમે છાતીમાં દાહ (બળતરા), ખાટા ઓડકાર (ऊर्ध्ववात), ખાટી ઊલટી, હૃદયના ધડકારાનો વધારો, આંખોની રતાશ (Blood Pressure) તથા માથાની રગોની નબળાઈ (Neurasthenia) થાય છે. વળી ભ્રાંતિ થાય છે અને ફેર આવે છે. તાણ (Hysteria) અમ્લપિત્તને લીધે આવે છે.

**અધોગામી અમ્લપિત્તનાં લક્ષણ :** અધોગામી અમ્લ-પિત્તમાં ઊનાં, લીલાં તથા પીળાં પાણીના ઝાડા થાય છે.

**અમ્લપિત્તરોગ પારખવો કેમ મુશ્કેલ છે ?** અમ્લપિત્તરોગ પારખવો મુશ્કેલ છે. ઊર્ધ્વગામી અમ્લપિત્ત દાહ (બળતરા), ઊર્ધ્વવાત (ઓડકાર), છર્દિ (ઊલટી), હૃદયના ધડકારા (Palpitations), લોહીનું દબાણ (Blood Pressure), માથાની નબળાઈ (Neu-rasthenia) વગેરે સ્વતંત્ર રોગોનો ભ્રમ કરાવે છે; અને અધોગામી અમ્લપિત્ત, અતિસાર, ગ્રહણી, અર્શ (હરસ) વગેરે રોગોનો ભ્રમ કરાવે છે. પણ એ ભ્રમને વશ થઈ અમ્લપિત્તનાં લક્ષણોને સ્વતંત્ર

રોગ માની લઈ, તે તે લક્ષણની દવા કરવાથી એક લક્ષણ દબાય ત્યાં બીજાં વધે છે.

અતિસાર, ગ્રહણી અને અર્શને અધોગામી અમ્લપિત્ત સાથે કંઈ લેવાદેવા નથી. અતિસારમાં ઠંડા ઝાડા થાય છે, અધોગામી અમ્લપિત્તમાં ઊના ઝાડા થાય છે. એટલે અધોગામી અમ્લપિત્તમાં અતિસાર વગેરેની દવા કરવા જતાં નુકસાન થાય છે.

**અમ્લપિત્ત વધવાનાં લક્ષણો:** અમ્લપિત્ત જેમજેમ વધે છે તેમતેમ માણસ શૂન્ય જેવો બની જાય છે. નસો પિત્તની ખટાશને લીધે ખેંચાય છે. શરીરમાં જાણે કીડીઓ ચાલતી હોય એવો દરદીને ભાસ થાય છે. દરદી અવાજ સહન કરી શકતો નથી. એને ઊંઘ આવતી નથી. થોડીવાર ઊંઘનું ઝોકું આવે તોપણ એને સ્વપ્ન આવે છે. સ્વપ્ન પણ બિહામણાં આવે છે. અમ્લપિત્ત વધતાંવધતાં ઉન્માદ (ગાંડપણ) પણ થઈ આવે છે.

દાક્તરો કે સામાન્ય વૈદ્યોને આ રોગની પરીક્ષા નથી. ઊલટીમાં, હોજરીના રસમાં, ઝાડામાં કે પેશાબમાં ભૂરો લીટમસ પેપર બોળવાથી લાલ થઈ જાય, ત્યારે દાક્તર કહી શકે છે કે હોજરીમાં હાઈડ્રોક્લોરિક એસિડ વધી પડવાથી ખટાશ (Acidity) વધી પડી છે.

**ઉપાય:** અમ્લપિત્તના ઉપચાર તરીકે હીમજ, સાકર અને કાળી દ્રાક્ષ આપવાં. સવારે હીમજ તોલો એક આપવી. પછી ઓછામાં ઓછો એકાદ જુલાબ હીમજ પીવાથી થાય, ત્યારપછી સાકર અને કાળી દ્રાક્ષ બન્ને મળી દોઢબે તોલા આપવાં. સાંજે પણ સાકર અને કાળી દ્રાક્ષ દોઢબે તોલા આપવાં. જો સાકર ને કાળી દ્રાક્ષથી ફાયદો થતો ન લાગે, તો નસોતર જેમાં મુખ્ય છે એવું નીચે જણાવેલું અવિપત્તિકર ચૂર્ણ દિવસમાં બેવાર ફાકવું.

**અવિપત્તિકર ચૂર્ણ:** ત્રિકટુ (સૂંઠ, મરી અને પીપર,), ત્રિફળા

(હરડે, બહેડાં અને આમળાં), એલચી, મોથ, વાવડિંગ અને તમાલપત્ર —એ દસ દવાને સમાન ભાગે લઈ એ સર્વની સમાન લવિંગ લેવાં અને પછી એ અગિયારેની સમાન નસોતર લેવું. એ બારેના સમાન સાકર લેવી અને એ તેરેનું સૂક્ષ્મ ચૂર્ણ કરી પ્રાતઃકાળે ભોજન કર્યા પહેલાં અડધો તોલો ચૂર્ણ ફાકવું.

અથવા દિવસમાં બેવાર નીચે જણાવેલો દશાંગ ક્વાથ પીવો.

**દશાંગ ક્વાથનો પાઠ:** અરડૂસી, ગળો, ખડસલિયો પિત્ત-પાપડો, કરિયાતુ, હીમજ, બહેડાં તથા આમળાની છાલ, જળભાંગરો, લીમડાની અંતરછાલ અને પટોળ—એ દસ ઓસડનો ક્વાથ પીવો.

**ખોરાક:** દાળ, ભાત, ખીચડી તથા શાકનો હલકો ખોરાક આપવો. ભારે ખોરાક કે ઘી, દૂધ તીખાશ અને ખટાશ બંધ કરવાં.

## ૫૭ : વિસર્પ–રતવા ( Erysipelas )

**રતવા શી રીતે થાય છે?** જે બહુ ખારું, તીખું અને મરીમસાલાવાળું ખાય, તેથી જેને અજીર્ણ થાય, તેનું પિત્ત બગડે અને તેમાં કફ તથા વાયુ પણ બગડી સાથે ભળે છે. આ બગડેલા પિત્તપ્રધાન ત્રણે દોષ, જ્યારે શરીરમાં ફરવા માંડે છે ત્યારે વિસર્પ થાય છે.

**પ્રકાર તથા લક્ષણ: આંતર તથા બાહ્યવિસર્પનાં લક્ષણ:** વિસર્પ બે જાતના છે: આંતર અને બાહ્ય. આંતરવિસર્પમાં શરીરની અંદર બહુ દાહ થાય છે, બાહ્યવિસર્પમાં શરીરની ચામડી ઉપર વિકાર થઈ આવે છે. બન્ને વિસર્પમાં સાથે તાવ તો હોય જ છે. વળી આ દોષો સતત ચામડી નીચે ફરતા હોવાથી, ઘડીમાં એક ઠેકાણે તો ઘડીમાં બીજે ઠેકાણે ચામડી લાલ થઈ જાય છે. ખાસ કરીને ગાલ, નાકનું ટેરવું, હોઠ વગેરે રાતા થાય છે, ત્યારે તાવ વધારે હોય છે.

બીજી દૃષ્ટિએ વિસર્પ સાત જાતનો છે: કફ, પિત્ત, વાયુ, કફપિત્ત, કફવાયુ, પિત્તવાયુ અને ત્રિદોષનો. વળી સાતે ધાતુઓના આશ્રયે દોષો રહે છે, તેથી પણ વિસર્પ સાત જાતનો છે.

**કર્દમવિસર્પ શી રીતે થાય છે?** દોષો ફરતાફરતા ચામડી, લોહી, માંસ, લસિકા ( લીમ્ફેટિક સિસ્ટમ )ને સડાવે છે અને એ સડેલાં તત્ત્વો બહાર નીકળવા માંડે છે; અથવા ચામડી પર ગાંઠો બંધાઈ જાય છે. કેટલીકવાર સડેલાં અવયવો મરી જાય છે. પછી એ કાદવની માફક બહાર નીકળે છે. આને કર્દમવિસર્પ કહેવામાં આવે છે.

**ક્ષતવિસર્પ:** વળી વાગીને ઘા પડે તેમાંથી પણ વિસર્પ થઈ જાય છે. આ ક્ષતવિસર્પ કહેવાય છે.

**વિસર્પની ભયંકરતા:** વિસર્પરોગ એટલો બધો ભયંકર છે કે તે થોડીવારમાં જ મારી નાખી શકે છે. એ એટલો બધો ચેપી ( સંક્રામક ) છે કે વિસર્પવાળાને અડકીને બીજાને અડકીએ તો એને પણ વિસર્પ થવા સંભવ છે. વિસર્પવાળાને અડક્યા પછી નાહી-ધોઈ, કપડાં બદલી પછી બીજાને અડકવું.

વાતપિત્તના વિસર્પને આગ્નેય વિસર્પ કહેવામાં આવે છે. કફ જ્યારે ચામડી તળે ભરાઈ જાય, ત્યારે એને ગ્રંથિવિસર્પ કહેવામાં આવે છે. અને કફપિત્તના વિસર્પને કર્દમવિસર્પ કહેવામાં આવે છે. આમ વિસર્પનાં જુદાંજુદાં નામ છે.

**ઉપાય:** આંતરવિસર્પમાં ઠંડા ઉપચાર કરવા અને દાહના રોગ જેવી ચિકિત્સા કરવી. બાહ્યવિસર્પમાં ઉપવાસ કરાવવા તેમ જ નીચે જણાવેલો દશાંગ લેપ કરવો અથવા ચંદનનો લેપ કરવો.

**દશાંગ લેપ: સરસડિયાની છાલ, તગર, જેઠીમધ, રતાંજળી, એલચી, જટામાંસી, હળદર, દારુહળદર, ઉપલેટ અને વાળો—એ દસે દવાઓ ઝીણી વાટી એમાં દવાઓના કુલ વજનથી દસમા ભાગનું ઘી નાખી, અંદર પાણી નાખતા જઈ ખૂબ લસોટ્યા પછી લેપ કરવો.**

## ૫૮ : વિસ્ફોટક–મસૂરિકા (શીતળા, બળિયા, માતા–Small-pox, Cow-pox) રોમાન્તી–ઓરી ( Measles, Chicken-pox )

**વિસ્ફોટકનાં લક્ષણ :** વિસ્ફોટક રોગમાં શરીરે મોટા ફોલ્લા નીકળે છે. સાથે તાવ પણ આવે છે, ફોલ્લામાં પરુ થાય છે. પણ એ ફોલ્લા લાંબે વખતે ફૂટે છે. ચાંદી( ઉપદંશ )ને લીધે જે વિસ્ફોટક થાય છે તેમાં ફોલ્લા પાકતા નથી અને ફોલ્લાને ઠેકાણે કાળાં ચાઠાં પડી જાય છે. પણ આ પ્રકરણવાળા સ્વતંત્ર વિસ્ફોટકમાં પિત્ત વધારે હોય છે એટલે ફોલ્લા પાકે છે.

**શીતળાનાં લક્ષણ : શીતળા વિશેષ કોને થાય ?** શીતળામાં પહેલાં આંખે ચીપડા ( પીયા ) આવે છે, આંખ લાલ થઈ ભારે બને છે તથા તાવ આવે છે. શરીરે પહેલાં ઢીમડાં થાય છે અને પછી તેના ઉપર ફોલ્લા થાય છે. તેમાં પરુ થઈ ફોલ્લા ફૂટે છે. શીતળારોગ મુખ્યત્વે કફનો છે. તેથી ખાસ વસંતઋતુમાં થાય છે. દૂધ ઉપર રહેનાર કફપ્રકૃતિનાં બાળકોને આ રોગ વિશેષ થાય છે. આ રોગ ચેપી ( સંક્રામક ) છે, પણ જેનો જઠરાગ્નિ મંદ હોય તેને ચેપ લાગી શકે છે.

**શીતળા ક્યારે ન મટે ?** છાતી ઉપર શીતળાના ફોલ્લા ન થાય ત્યાંસુધી શીતળા મટે એટલી હદમાં હોય છે. જો શીતળાના ફોલ્લા ફૂટવાને બદલે કાળા પડી જાય તો મૃત્યુ થાય છે.

**ઓરીનાં લક્ષણ :** રોમેરોમે ( રૂંવાડેરૂંવાડે ) અળાઈના જેવી રાતી ફોલ્લીઓ નીકળે અને સાથે તાવ પણ હોય તેને રોમાન્તી અથવા ઓરી કહેવામાં આવે છે. ઓરી પાકતાં નથી પણ સમાઈ જાય છે.

વિસ્ફોટક, શીતળા અને ઓરી એ ત્રણે એવા તાવ છે કે જેમાં શરીરની અંદર અને શરીરની ઉપર ફોલ્લા ફૂટી નીકળે છે.

**શીતળા વિષે દાક્તરી માન્યતા:** શીતળાની બાબતમાં દાક્તરોની માન્યતા એવી છે કે પહેલા નવેક દિવસ તાવ આવે. પછી ફોલ્લા નીકળે એટલે તાવ નરમ પડી જાય. એ ફોલ્લા ઊપડવાની સ્થિતિ પણ નવેક દિવસ રહે છે. પછી ત્રીજા નવેક દિવસ પાછો તાવ આવે છે અને ફોલ્લા પાકી એમાંથી પરુ નીકળે છે અને ચોથા નવેક દિવસમાં ધીમેધીમે બધું મટી જાય છે. પણ આ ક્રમ આયુર્વેદને મંજૂર નથી.

**વિસ્ફોટક, શીતળા અને ઓરીના ઉપાય તથા ખોરાક:** વિસ્ફોટક, શીતળા અને ઓરીમાં ફોલ્લા મટે નહિ અને તાવ ઊતરે નહિ, ત્યાંસુધી તદ્દન ઉપવાસ કરાવવા. આ રોગોમાં ગોળીનું ઠંડું પાણી જરૂર પ્રમાણે પાવું. તાવ ઊતર્યા પછી પિત્તજ્વરના 'વાળા' વાળા ક્વાથ પાવા. ફોલ્લા ઉપર ગરમ કરીને ઘી ચોવવું. ફોલ્લા ફૂટ્યા પછી આંબાનાં પાંદડાંની રાખ અને હરડેનું વસ્ત્રગાળ ચૂર્ણ ફૂટેલા ફોલ્લા ઉપર દબાવવું. તેથી ભિંગડું થઈ રુઝાઈને ઊખડી જશે. ઉપવાસ પૂરા થયા પછી ખોરાકનો ક્રમ તાવના જેવો રાખવો.

**પિત્તજ્વરનો 'વાળા'વાળો ક્વાથ:** નાગરમોથ, ધમાસો, પિત્તપાપડો, વાળો, કરિયાતું અને લીમડાની અંતર છાલ— એ ૭ ઓસડ સમભાગે લઈ ક્વાથ કરવો.

## ૫૯: ક્ષુદ્રરોગો

યવપ્રખ્યા=બે છેડે પાતળું અને વચ્ચે જાડું ઢીમડું.

અંત્રાલજી=સ્નાયુનું ગૂમડું.

વિવૃત્તા=પહોળા મોંનું ગૂમડું.

કચ્છપિકા=સાથળના મૂળમાં થતી ફોલ્લીઓ.

વલ્મીક=રાફી.

ઇંદ્રવિદ્ધા=કમળના વિકસેલા ભાગ જેવો એક જાતનો મસો.

ગર્દભિકા=શીળસ જેવાં એક જાતનાં ચકરડાં.
પાષાણગર્દભ=ગાલપચોળિયું ( Mumps )
પનસિકા=કાનની અંદર થતી ખાસ ફોલ્લી.
જાલગર્દભ=એક જાતનું ગૂમડું.
ઈરિવેલ્લિકા=માથામાં થતું મોટું ગૂમડું.
ગન્ધમાલા=બગલની ગાંઠો.
અગ્નિરોહિણી=પ્લેગ જેવી ગાંઠો.
ચિપ્પ=નખ બગડવા અને નહિયાં ફાટવાં. ( Whitlaw
અનુશયી=એક જાતનું ગૂમડું.
વિદારી=પગની બાજુઓમાં ફાટવાનો એક પ્રકાર.
શર્કરા=સાકરના ગાંગડા જેવી ગાંઠ.
પાદદારી=પગને તળિયે ચીરા પડવા તે.
કદર=આંટણ. ( Corn )
અલસક=આંગળીઓની વચ્ચે થતી ખણુજવાળી અને દાહવાળી ઝીણી ફોલ્લી.
ઇંદ્રલુપ્ત=ઊંદરી=( Baldness ).
દારુણ=માથામાં થતાં ખાસ ગૂમડાં.
અરુંષિકા=એક જાતનું ગૂમડું.
પલિત=ધોળા વાળ.
યુવાનપીટિકા=ખીલ. ( ગાલ ઉપર થતાં )
પદ્મિનીકંટક=એક જાતનું દાદર જેવું ફૂંડાળું.
જતુમણિ=કાળું લાખું.
મષકલિંગ=અડદ જેવા કાળા મસા.
તિલકાલક=તલ નીકળે તે.
ન્યચ્છલિંગ=ચિંતાથી આંખની નીચે કપોલ પર કાળું ચાઠું થઈ જાય છે તે.

વ્યંગલિંગ=(દુઃખને લીધે) કાળું-ધોળું ચામડું ગાલ ઉપર થઈ જવું તે.

નીલિકા=વાદળી મિશ્રિત લીલા રંગના ડાઘ ચામડી ઉપર પડે તે.

પરિવર્તિકા=પુરુષની જનનેંદ્રિયની ચામડી ઊંચી ચઢી જાય અને નીચી ઊતરે નહિ તે.

અવપાટિકા=સાંકડી યોનિવાળી સ્ત્રી સાથે મૈથુન વગેરે કારણથી જનનેંદ્રિયની ચામડી ફાટે તે.

નિરુદ્ધપ્રકાશ=(Stricture) પેશાબનો માર્ગ વચ્ચેથી સંકોચાવો. ખાસ કરીને પુરુષની ઇંદ્રિયપરની ચામડી ઊઘડે નહિ તે. (Phymosis)

સંનિરુદ્ધગુદ=ગુદાનો માર્ગ સાંકડો થવો.

અહિપૂતન=નાના બાળકને ગુદા પર ચાંદાં પડવાં.

ગુદભ્રંશ=આંબોઈ નીકળવી.

વૃષણકચ્છુ=વૃષણની ફોલ્લીઓ તથા ચાંદાં.

કક્ષા=બામલી.

ઉપાય:

વિદારિકા પાદદારી અને દારી- } માં ઘી ચોપડેલું રાખવું. મોજાં તથા જોડા પહેરેલા રાખવા. હીમજ રોજ લેવી.

અગ્નિરોહિણી : ખાસ લાંઘણ કરાવવી. એમાં ગાંઠો સાંધા ઉપર થાય છે અને દરદીના કહ્યા વિના ગાંઠો છે એવી ખબર પડતી નથી.

યુવાનપીટિકા : (ગાલ ઉપરનાં) ખીલ ઉપર મીંઢળ અને સૂંઠ ઘસીને ચોપડવાં. ફટકડીનું પાણી ખીલ પર ચોપડ્યા કરવું. હીમજ

તોલો ૦॥ રોજ ખાવી. દૂધ, દહીં, માખણ, ઘી વગેરે કફ કરનાર પદાર્થો ઓછા ખાવા. કોડિયો લોબાન, હળદર અને આંબળાનો લેપ કરવાથી પણ ખીલ મટે છે. અથવા શાર્ઙ્ગધર સંહિતામાં આપેલા લોધ્રાદિ લેપ કે ગોરોચનાદિ લેપ કે સિદ્ધાર્થકાદિ લેપ કરવા.

વલ્મીક : મણશીલાદિ તેલ ચોપડવું. છિદ્રોમાં મણશીલની વાટ ભરવી. ઘી, દૂધ બંધ કરવાં.

ગુદભ્રંશ : દિવેલ પાવું. હીમજ આપવી. ઘી, દૂધ, લોટ બંધ કરવાં.

ઇંદ્રલુપ્ત : માથામાં રેલા ચાલે એટલું ચંબેલીનું તેલ ભરાવવું અને રૂમાલ બાંધી રાખવો; આથી છઆઠ મહિને રોગ મટે.

ચિપ્પ : નખ ઉપર અને આંગળીની ટોચના વેઢા ઉપર ઘી ચોપડેલું રાખવું. રોજ હીમજ તોલો ૧ લેવી. મધ્યમંજીષ્ઠાદિ ક્વાથ આપવો. તદ્દન હલકો ખોરાક લેવો. આથી લાંબે વખતે આ રોગ મટે છે.

**મધ્યમંજિષ્ઠાદિ ક્વાથનો પાઠ:** મજીઠ, બાવચી (તુકમરિયાં નહિ), પુંવાડિયો, લીમડો (અંતરછાલ), હીમજ, હળદર, આમળાં, અરડુસો, શતાવરી, કાંસકી, ગંગેટી, જેઠીમધ, ગોખરુ, પરવળ, વાળો, ગળો અને રતાંજળી; એ સત્તર ઓસડના ક્વાથને મધ્યમંજિષ્ઠાદિ ક્વાથ કહેવામાં આવે છે.

કદર=આંટણ : આંટણ કાપીને પછી તે જગ્યાએ ડામ દેવો.

અલસક : દિવેલ ચોપડેલું રાખવું. હીમજ રોજ લેવી, ને હલકું ખાવું.

પાષાણગર્દભ : ગાલસૂણિયું. નીચે આપેલો દોષઘ્ન લેપ કરવો.

**દોષઘ્ન લેપ:** સાટોડી, દેવદાર, સૂંઠ, ધોળા સરસવ અને સરગવો (છાલ) એ પાંચે ઔષધો સમાન ભાગે લેવાં અને એમને કાંજીમાં ઝીણાં લસોટી સોજાવાળા ભાગ ઉપર લેપ કરવો.

કાંજી એટલે ધાન્યામ્લ. ધાન્યામ્લ ન મળે તો ખાટી છાસમાં ઉપરનાં પાંચે દ્રવ્યો લસોટવાં.

અહિપૂતન : ચાંદા પર ઘી લગાડવું.

વૃષણકચ્છુ : ફૂટીને ચાંદું થાય ત્યારે ઘી ચોપડ્યા કરવું.

ગુદભ્રંશ : દિવેલ તોલા ૨ રોજ પાવું. ઘી ગરમ કરી સશેકું ચેવ્યા કરવું.

મષકલિંગ : પાનમાં ખાવાના કળીચૂનામાં કબૂતરની અઘાર ભેગી કરી પાણી સાથે લોચો કરી ચોપડવું.

પરિવર્તિકા : ઘી ચોપડીચોપડીને ચામડી કળેકળે નીચી ઉતારવી.

તા. ક. ક્ષુદ્રરોગોમાંથી જેટલા રોગ લોકો સરળતાથી ઓળખી શકે એવું લાગ્યું છે અને જેમાં શસ્ત્રક્રિયાની જરૂર પડતી નથી, તેવા રોગોના અહીં ઉપાય આપ્યા છે.

## ૬૦ : મુખ તથા કંઠના રોગ

**શાથી થાય ?** જ્યારે હોજરી બગડે છે ત્યારે એ પાચકપિત્ત (Muriatic Acid કે Hydrochloric Acid) મૂકતી નથી, તેથી અન્નપાન પચી શકતું નથી. એટલે હોજરીમાં પચ્યાવિનાનું અન્નપાન સડવા માંડે છે, હોજરીમાં ચોટે છે અને હોજરી બગાડીને અંદર ચાંદાં પાડે છે. આને અંગ્રેજીમાં Ulcer of the Stomach કહેવાય છે.

**લક્ષણ :** જ્યારે હોજરી આ પ્રમાણે બગડે છે ત્યારે સાથેસાથે પહેલાં જીભનું ટેરવું, પછી જીભની ફરતી કિનાર, પછી જીભની સપાટી અને પછી હોઠ; એમ એક પછી એક મુખની અંદરના ભાગો (પાન ખાધું હોય ને થાય તેવા) લાલ થવા માંડે છે.

આમ હોજરી જો વધારે વખત બગડેલી રહે તો તેને લીધે ગ્રહણી પણ બગડે છે. તેથી જીભ અને મોંનો ભાગ લાલ થાય તેને

આયુર્વેદમાં ગ્રહણીરોગના પૂર્વરૂપ તરીકે ગણાવ્યું છે. તેને સ્વતંત્ર મુખરોગરૂપે ગણાવ્યું નથી. પણ વ્યાવહારિક દૃષ્ટિએ આપણે એને મુખરોગરૂપે ગણીશું.

**ઉપાય:** આવી રીતે જ્યારે જીભ કે મુખનો અન્ય ભાગ લાલ થઈ જાય, ત્યારે હીમજ તોલો એક આપવી, પાણી પીવાનું ઓછું કરવું, દિવસમાં કકડેકકડે રોગના બળ પ્રમાણે બેત્રણથી માંડી દસબાર ખાટાં લિંબુનો રસ પાવો. લિંબુના રસમાં જરા ખાંડ નાખવામાં હરકત નથી.

**ખોરાક:** ખોરાક મુખ્યત્વે ગાયના દહીંની પાણી નાખ્યા–વિનાની મઠા જેવી છાશ આપવી. આ પ્રયોગમાં પાણી પીવાનું તદ્દન બંધ કરવું. એને માટે દહીં જરા ખાટું થવા દેવું. આવી ખટાશથી હોજરી પાચનક્રિયાનું કામ કરવા માંડે છે અને તેથી જીભ વગેરે ભાગ ઉપરની મોઢાની રતાશ મટવા માંડે છે. દરદીને પણ ખટાશ ભાવે છે. શેરએક દહીંથી શરૂ કરી ભૂખ પ્રમાણે ધીમેધીમે દહીં વધારતા જવું. આ પ્રયોગ ચાર મહિના ચલાવવો જોઈએ.

**મોં પાકે તેનાં લક્ષણો:** જો મોંનો કોઈ પણ ભાગ પાકતો હોય, એટલે જો મોંના કોઈ પણ ભાગમાં ધોળાં ચાંદાં પડે, ફોલ્લીઓ થાય, લોહી કે પરુ નીકળે, પીડા થાય, દાંત કે પેઢાનો દુખાવો થાય કે સડો થાય, તો નીચે જણાવેલા ઉપાયોમાંથી ગમે તે એક ઉપાય કરવો.

**મુખપાકના ઉપાય:** સૌથી વધારે પ્રમાણમાં ફટકડી, તેથી ઓછા પ્રમાણમાં પાટિયો ટંકણખાર અને તેથી યે ઓછા પ્રમાણમાં મોરથુથુ, એ ત્રણેય મળી દર ટંકે સરવાળે એક તોલો લઈ, એને ભેગાં કરી ગરમ પાણીમાં ઓગાળી, એ ગરમ પાણીના કોગળા દિવસમાં જેટલીવાર બને તેટલીવાર કરાવવા. દરેક ટંકે એક શેર પાણીમાં ત્રણેય દવા મળીને એક તોલો નાખવી.

અથવા ફટકડી, તેથી ઓછા પ્રમાણમાં પાટિયો ટંકણખાર, અને મોરથૂથુ ઉત્તરોત્તર ઘટતા પ્રમાણમાં ભેગાં કરી, એનું ચૂર્ણ દાંતે ઘસવું.

કોગળાની દવામાં કે ઘસવાના ચૂર્ણમાં મોરથૂથુ વધારે પડે, તો દાંત કાળા થઈ જાય છે. એ રીતે દાંત કાળા થાય તો તેલ અને મીઠું ભેગાં કરી ઘસવાં.

વડ, પારસપીપળો, પીપળો, પીપર અને ઉમરો; એ પાંચ ઝાડની અંતરછાલ દોઢશેર (સરવાળે) લેવી. એને સાત શેર પાણીમાં ઉકાળવી. ઊકળીને પાણી લાલ થાય ત્યારે ઉતારી લેવું. એ પાણીના બને એટલા કોગળા કરાવવા. ઉપરનાં પાંચ ઝાડની છાલ પંચવલ્કલ કહેવાય છે.

બાવળની છાલ, બોરડીનાં મૂળ અને આવળનાં મૂળ; એ ત્રણેને ઉકાળી એ પાણીના પુષ્કળ કોગળા કરાવવા.

ઉપરના ત્રણમાંથી ગમે તે ઉપાય કરવાથી મુખરોગ મટે છે.

પણ જો દાંત હાલતો હોય કે પેઢામાં નાડીવણ થતો હોય, તો દાંત કઢાવી નાખવો એ વધારે સારું છે.

**કંઠરોગ: તેના ઉપાય :** કંઠના અઢાર રોગ છે. તેમાંના ઘણાખરા અસાધ્ય અને શસ્ત્રક્રિયાના રોગો છે. તેનું વર્ણન અષ્ટાંગ-હૃદયમાં છે. પણ સાધ્ય રોગ મટે અને અસાધ્ય રોગમાં દરદીને રાહત રહે એટલા માટે નીચે પ્રમાણે ઉપચારો કરવા. :

દારૂહળદર, તજ, લીમડાની અંતરછાલ, રસવંતી અને ઇંદ્રજવનો ક્વાથ કરી પાવો. બધા મુખરોગ તથા કંઠરોગમાં હીમજ તોલો ૦॥ આપવી. દાળભાત તથા શાકનો હલકો અને પચે એટલો જ ખોરાક આપવો.

# ૬૧ : કર્ણરોગ—કાનના રોગ

**કારણ, પ્રકાર અને લક્ષણ :** કાનમાં મેલ ભરાઈ જવાથી અવાજનો માર્ગ રોકાઈ જાય છે, ત્યારે કાનમાં ધાક પડે છે એટલે પૂરું સંભળાતું નથી. આ મેલ ઘણીવાર સુકાઈ જાય છે અને કાનના માર્ગને પૂરી દે છે. આ રોગ **કર્ણક્ષ્વેડ** કહેવાય છે.

વળી કાન ખોતરવાથી કે કાનમાં કંઈ વાગવાથી કાન પાકે છે અને કાનમાંથી પાણી અને પરુ નીકળે છે. આ વાગવાને લીધે કે કુપથ્યને લીધે દોષ કોપવાથી કાનમાં ફોલ્લી પણ થાય છે. તે સણકા મારીને પાકે છે અને તેમાંથી પરુ વહે છે.

વળી કફને લીધે કાનનો પડદો જડ બની જાય છે અને તેથી પણ કાનમાં ધાક પડે છે. કાનમાં પવન ભરાઈ જાય તેથી કે બહારની ઠંડી હવા કાનને લાગે, તેથી જાળાંનું લોહી થીજી જઈને ફરતું બંધ થવાથી, કાનમાં સોજો આવે છે, એમાં સણકા શરૂ થાય છે અને છેવટે પાકીને પરુ થાય છે.

કાનમાં જાતજાતના અવાજ થયા કરે છે તે રોગ **કર્ણનાદ** કહેવાય છે. કાનમાંથી પરુ નાકમાં અને મુખમાં રસ્તો કરે છે, ત્યારે નાકમાં દુર્ગંધ આવ્યા કરે છે. આ રોગ **કર્ણપ્રતિનાહ** કહેવાય છે.

વળી કાનની શષ્કુલી એટલે કાનપટીના પણ રોગ થાય છે. કર્ણપાલી એટલે કાનની બૂટના પણ રોગ જુદાંજુદાં કારણોથી થાય છે. કાન વીંધતાં ન આવડે તેથી કે ઘરેણાંના ભારથી પણ કાનની બૂટ તૂટે છે અને કેટલીકવાર સડે પણ છે.

**કાનમાં મૂકવાનું તેલ :** કાનમાં મસો થયો હોય ત્યારે અને કાનની બૂટ કે પટીના કેટલાક રોગમાં શસ્ત્રક્રિયાની જરૂર છે. શસ્ત્રક્રિયા સિવાયના બાકીના કાનના રોગોમાં ચામડી દાઝી ન જાય, એ રીતે કાન ઉપર અને આજુબાજુ શેક કરવો. કાનમાં ટીપેટીપે

તેલ નાખવું પણ તેલ એકદમ રેડવું નહિ. એકદમ રેડવાથી તેલની તળે પવન ભરાઈ રહે છે અને એ પવન તેલને ઊંડું ઊતરવા દેતો નથી. અઢી તોલા સરસિયાનું તેલ પુષ્કળ કકડાવવું. પછી દેવતા પરથી ઉતારી લઈને તરત એ પુષ્કળ કકડાવેલા સરસિયા તેલમાં અગાઉથી તૈયાર રાખેલા લસણની બે કળીના, આવળની બે શિંગના તથા કાળાં ચાર મરીના કકડા અને કડવા લીમડાનાં કુમળાં આઠદસ પાંદડાંના કકડા નાખવા. જ્યારે આ બધા કકડા કકડતા સરસિયામાં તળાઈને કાળા પડી જાય, ત્યારે તેલ ગાળીને ભરી લેવું. દરેક વખતે ટીપેટીપે દસેક ટીપાં નાખવા.

દરદીને આદુંનો રસ પાવો અને કાનમાં જાય એ રીતે ગૂગળનો ધૂપ કરવો. તેલ મૂક્યા પછી દસપંદર મિનિટ સુધી દુખતા કાનવાળું પડખું ઉપર રહે તે રીતે સૂવું. દુખતા કાનવાળી દાઢે ચાવવું નહિ કે બહુ બોલવું નહિ. તેલ કાનમાં પ્રસરી રહે પછી બને તેટલો વખત આખો દિવસ દુખતા કાનવાળે પડખે એટલે દુખતો કાન નીચે રહે એ રીતે સૂવું કે જેથી પરુ બહાર નીકળી શકે. પણ જો કાનમાં પરુ ન થતું હોય, કાન પાકતો ન હોય કે કાનમાં મેલ ન ભરાયો હોય; પણ કાનમાં માત્ર સોજો જ હોય તો પહેલાં શેક કરવો અને કાનમાં ગૂગળનો ધૂપ લેવો. પછી પાકે ત્યારે ઉપર કહેલું તેલ મૂકવું.

જો કાનમાં પરુ પુષ્કળ ભરાઈ ગયું હોય અને ખૂબ દુખાવો થતો હોય, તો અષ્ટાંગહૃદયમાંનું નીચે જણાવેલું ક્ષારતેલ બનાવી કાનમાં નાખવું. એમાં લખેલા ક્ષારમાંથી જેટલા ક્ષાર મળે તેટલા સોળગણા પાણીમાં ઓગાળી ¼ પાણી બાકી રહે ત્યાંસુધી ઉકાળવું. એ ક્ષારવાળું પાણી બાકી રહેલા પાણી જેટલા સરસિયામાં નાખી, પાણી બળી જાય અને ફક્ત સરસિયું બાકી રહે, ત્યાંસુધી ઉકાળી ગાળી ભરી રાખવું. એ તેલ મૂકવાથી ગમે તેવા સણકા અને પાક મટી જાય છે. તેલ રૂઝવનારું દ્રવ્ય છે.

**ક્ષારતેલ :** સૂકા મૂળાના કકડાનો ક્ષાર, હિંગ, સૂંઠ, વરિયાળી, વજ, ઉપલેટ, દેવદાર, સરગવો, રસવંતી, સંચળ, જવખાર, સાજીખાર, ખાવાનું મીઠું, સિંધવ, ભોજપત્ર, પીપરીમૂળનો ગંઠોડો, બિડલૂણ, નાગરમોથ, ચારગણું મધ, ધાનનું ખાટું પાણી (ધાનને આથો આવે ત્યારપછી નિતારી લીધેલું ખાટું પાણી=ધાન્યામ્લ), બિજોરાનો રસ અને કેળનો રસ.

**પરુ શી રીતે સાફ કરવું ?** કાનમાં બહુ પરુ ભરાઈ જાય તોપણ કાન કદી ધોવડાવવો નહિ, તેમ જ તે રૂઝવવા બોરિક કે કોઈ પાઉડરનો ઉપયોગ કરવો નહિ. જો પાઉડરની પોપડી બાઝી જાય તો પરુ બહાર નીકળવાને બદલે કાનમાં ભરનીગળ ગૂમડું કરે છે.

જો કાનમાં બહુ પરુ થાય, તો સળીની આસપાસ રૂ વીંટી કાનની ભીંતો અને પડદાને ન ઘસાય એવી રીતે સળી એક કે દોઢ ઇંચ અંદરની બાજુ ફેરવીને પરુ બહાર કાઢી નાખવું. રૂ વારંવાર બદલવું.

**ખોરાક :** દૂધ, દહીં, ઘી, ગળપણ અને લોટસિવાયનો ખોરાક હલકો લેવો. હીમજ તોલો ૦॥ રોજ લેવી.

## ૯૨ : નાકના રોગ

**શાથી થાય ?** વાત, પિત્ત અને કફ આખા શરીરમાં સર્વ જગ્યાએ છે, તે પ્રમાણે એ લોહીમાં પણ હોય છે. જ્યારે માણસ આહાર કે વિહારનું કુપથ્ય કરે અને તેથી કફનું પ્રમાણ વધી પડે છે, ત્યારે એ કફ લોહીમાં પણ ફરતો થઈ જાય છે. લોહીમાં જેટલા પ્રમાણમાં કફ હોય તેટલા પ્રમાણમાં લોહી ધોળું, ઘાટું અને ચીકણું બને છે. આવું લોહી જ્યારે ફરતુંફરતું નાકમાં આવે, ત્યારે બહારનો પવન નાક દ્વારા એને સતત અડકતો હોવાથી એ લોહી જાળાંમાં થીજી જાય છે અને ત્યાં ભરાવો થઈ સોજો આવે છે. સોજાને લીધે શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં રોકાણ થાય છે, તેથી રૂંધામણ થાય છે.

વધેલા દોષને લીધે જ્યાં સોજો હોય ત્યાં દાહ ( બળતરા ) થાય છે, તેથી રૂંધામણુ દૂર થાય છે.

**સળેખમની અનર્થપરંપરા :** હવે જો આ અગ્નિને માણુસ કફકારક આહારવિહાર બંધ કરી અને મળશુદ્ધિ કરીને મદદ કરે તો સળેખમ દૂર થાય; પણુ એમ ન કરતાં જો પોતાનો રોગ કરનાર આહારવિહાર ચાલુ રાખે, તો કફ વધ્યે જાય છે, સોજો વધ્યે જાય છે અને છેવટે એ કફ ત્યાં ને ત્યાં ભરાઈ રહેવાથી અંદરના ભાગને બગાડી મસો કરે છે, ચાંદું પાડે છે અને છોડ ઊખડે છે.

આ મસો ક્ષાર લગાડવાથી કે ડામ દઈ બાળવાથી તથા શસ્ત્રક્રિયાથી દૂર કરવો. નાકનો સોજો પાકે અને એમાંથી પરુ નીકળે એનું નામ લીંટ છે. લીંટ નીકળે જાય અને નવો કફ લોહીમાં આવતો જાય તો સળેખમ જૂનું થઈ જાય તો એમાંથી અનેક ભયંકર રોગ થાય છે. જો સળેખમ વધે તો કફ તાળવામાં જાય અને તાળવું બગડે. ત્યાંથી કફ નીચે ઊતરે તો જીભના મૂળ ઉપર લટકતો કાકડો બગડે અને બાજુના કાકડાને પણુ બગાડી ફુલાવે. ત્યાંથી પણુ કફ નીચે ઊતરે તો તેથી કંઠનળી, ફેફસાં અને અન્ય ગ્રંથિઓને તે બગાડે છે. કફ કંઠનળી બગાડી ઉધરસ કરે છે. જો ગળાનો ભાગ વધારે બગડે તો ઇન્ફ્લ્યુએન્ઝા અને ફેફસાં વધારે બગડે તો ન્યુમોનિયા થાય છે. વળી તેથી પણુ અધિક કફ થાય તો તે આંખ, કાન વગેરેના પણુ રોગ ઉત્પન્ન કરે છે. આમ એક સળેખમ મટાડતાં ન આવડવાથી અનેક ભયંકર રોગોનો ભોગ દરદી થઈ પડે છે.

કાકડા પણુ મસાની માફક ક્ષારથી બાળવાથી, ડામથી બાળવાથી કે શસ્ત્રથી કાપવાથી એનો ઝટ પાર આવે છે. હીમજ, અન્ય ઓષધો તથા પથ્ય આહારવિહારથી કાકડા પણુ મસાની માફક ઘણે લાંબે વખતે મટી શકે છે.

થતા નવા સળેખમને સંસ્કૃતમાં પ્રતિશ્યાય કહેવામાં આવે છે. જૂનું સળેખમ પીનસ કે અપીનસ કહેવાય છે.

સળેખમ બહુ જૂનું થતું જાય છે, ત્યારે નાકનું લીંટ દુર્ગંધ મારે છે તે પૂતિનસ્ય કહેવાય છે. આ લીંટની દુર્ગંધ ધીમેધીમે એટલી બધી વધી જાય છે કે પોતાના લીંટની દુર્ગંધ પોતાને પણ આવે છે.

**ઉપાય: ખોરાક:** સળેખમમાં શરૂઆતમાં પાંચ ઉપવાસ કરાવવા. નાકના કોઈ પણ રોગમાં ઉપવાસથી લાભ થાય છે. ઉપવાસ છૂટ્યા પછી તાવના પ્રકરણમાં જણાવેલા ક્રમથી ખોરાક આપવા માંડવો. દૂધ, દહીં, છાશ, માખણ, ઘી, ગળપણ, લોટ અને પચવામાં ભારે ખોરાક બંધ કરવો. રૂક્ષ (લૂખો) ખોરાક આપવો.

રોજ હીમજ તોલો એક આપવી. દરેક ટંકે પાંચ તોલા આદુંનો રસ દિવસમાં બેવાર પાવો. અથવા અરડૂસીનાં પાંદડાંનો રસ પાવો. રોગના બળ પ્રમાણે સવારસાંજ વીસવીસથી પચાસપચાસ પાંદડાં સુધીનો રસ પાવો અથવા નીચે જણાવેલી વ્યોષાદિ ગુટિકા સવારસાંજ ૦। તોલો દરેક વખતે ગળવી. ઉકાળીને અડધોઅડધ બળેલું પણ બહુ ઠારેલું નહિ એવું કોકરવરણું (સશેકું) પાણી તરસ પ્રમાણે પાવું.

**વ્યોષાદિ ગુટિકા:** સૂંઠ, કાળાં મરી, પીપર, ચિત્રો, તાલીસપત્ર, આમલીનાં ફળ, અમ્લવેતસ, ચવક અને જીરું; એ નવ ઓસડ સરખે ભાગે લેવાં. એલચી, તજ અને તમાલપત્ર એ ત્રણ ચોથે ભાગે લેવાં. એ સર્વનું વસ્ત્રાગળ ચૂર્ણ કરી જૂના ગોળમાં મેળવી ગોળીઓ વાળવી.

## ૬૩: આંખના રોગ

**સંખ્યા:** જુદાજુદા આચાર્યો આંખના રોગોની સંખ્યા ૭૦થી ૯૬ની વચમાં જુદીજુદી ગણાવે છે. જે આચાર્ય ઓછા રોગ ગણાવે છે, તે બીજાએ ગણાવેલા વધારે રોગનો સમાવેશ પોતે ગણાવેલા કોઈ ને કોઈ રોગમાં થઈ જાય છે એમ સમજાવી શકે છે.

**વિભાગ:** આંખના જુદાજુદા વિભાગોની દૃષ્ટિએ આંખના

રોગોના પણ જુદાજુદા વિભાગ પાડવામાં આવે છે: આંખની પાંપણના વાળના, પોપચાંના, ધોળા ડોળાના, કાળા ડોળાના, આંખના ખૂણાના, આંખની અંદરના ભાગમાંના ચાર પટલ( પડદા )ના, કાળા અને ધોળા ડોળાની સંધિના, પાંપણ અને ધોળા ડોળાની સંધિના તથા બે પાંપણની સંધિના.

**શાથી થાય?** આંખના બધા રોગ આંખ દુખવા આવી હોય તેને યોગ્ય ઉપચારથી મટાડતાં ન આવડે, તેને લીધે થઈ શકે છે.

**પાંપણના વાળના રોગ:** પાંપણના વાળના ચાર રોગ છે: કેટલીકવાર ભમ્મરના સ્નાયુઓ ઢીલા પડવાથી આંખની પાંપણો લાંબી થઈ જાય છે અને પાંપણોના વાળ અંદર વળીને પલળે છે. કેટલીકવાર પાંપણના વાળ ભૂંગળાની માફક વળી પોપચાની અંદર જાય છે અને આંખને નુકસાન કરે છે. કેટલીકવાર પોપચાં વાળ સાથે ભૂંગળાની માફક વળી ઉપરની બાજુએ બહાર વળી જાય છે. કેટલીકવાર પાંપણના વાળના મૂળમાંથી એક જાતનો ચીકણો રસ વહે છે, એનાથી વાળ ખરી જાય છે. વળી પાંપણની નીચલી કોરે નવા વાળ ઊગે છે અને તેના છેડા ડોળા તરફ હોવાથી ડોળાને નુકસાન પહોંચે છે. આને **પરવાળાં** વધ્યાં એમ કહેવામાં આવે છે. (Trichiasis). આ બધા રોગોમાં શસ્ત્રક્રિયા કરવી પડે છે.

**પોપચાંના રોગ, ખીલ, ઉપાય:** પોપચાંમાં અઢાર રોગ થાય છે. પોપચાંમાં અંદરની બાજુએ સૌથી ઉપર શ્લેષ્માવરણ એટલે કફનું પડ હોય છે. તેની પાછળ માંસ વગેરે હોય છે. પોપચાંમાં જુદાજુદા રંગની ફોલ્લીઓ થાય છે. એ ફોલ્લીઓના રંગ ઉપરથી રોગોનાં જુદાંજુદાં નામ આપવામાં આવે છે. જ્યારે આ ફોલ્લીઓ નવી હોય છે ત્યારે લાંઘણ કરાવવી અને પાટિયા ટંકણખારના પાણીનાં ટીપાં પાડવાં. આ રીતે એ ફોલ્લીઓમાંથી પાણી કાઢી નાખી શકાય છે. પણ જ્યારે એ ફોલ્લીઓ જૂની

થાય છે ત્યારે એને **ખીલ** (Granulations) કહેવામાં આવે છે. આ ખીલ મટાડવા માટે ખીલ ઘસવાની ક્રિયા એટલે લેખનક્રિયા કરવી પડે છે.

વળી પોપચાંમાં ગૂમડાં તથા અર્બુદ પણ થાય છે, પણ એ અર્બુદ બીજાં અર્બુદની માફક અસાધ્ય નથી. પાંપણનાં ગૂમડાં શેક કરી પકવવાં અને પાક્યા પછી ચેકો મૂકી ગૂમડાંમાંથી પરુ અને અર્બુદમાંથી લોહી કાઢી નાખવું; અર્બુદમાં શેક કરવો નહિ.

**ધોળા તથા કાળા ડોળાના રોગ:** ધોળા ડોળાના અગિયાર રોગ છે અને કાળા ડોળાના ચાર રોગ છે. ધોળા ડોળામાં ઉપરના શ્લેષ્માવરણમાં વાટો પડી જાય ને એ પડ વધે છે તેને **વેલ** કહેવામાં આવે છે; સંસ્કૃતમાં એ **અર્મ** કહેવાય છે અને અંગ્રેજીમાં એ ટેરિજિયમ (Pterygium) કહેવાય છે. એ વાટો કાપી નાખવો અથવા વધારાના ભાગને શીવી લઈ પોષણ ન મળવા દઈ સૂકવી નાખવો. કાળો ડોળો બહારથી કાળો દેખાય છે એવો નથી. ઉપર તો બધે પારદર્શક કાચ જેવો ધોળો જ છે, પણ ધોળા પડની પાછળ કાળો ભાગ છે તે બહારથી કાળો દેખાય છે. કાળો ડોળો પણ કેટલીકવાર બહાર નીકળી આવે છે, તેને માટે પણ શસ્ત્રક્રિયા છે.

**મોતિયો:** વળી **મોતિયા** (Cataract) માટે પણ શસ્ત્રક્રિયા છે, પણ આયુર્વેદની શસ્ત્રક્રિયા અને પશ્ચિમની શસ્ત્રક્રિયામાં ફેર છે. આપણે આયુર્વેદની પદ્ધતિએ મોતિયાને નીચેના ખારા પાણીના ખાના–(Posterior chamber)માં નીચે ધકેલી દઈએ છીએ, તેથી આંખની કીકીનું કાણું પહોળું થઈ જતું નથી; એટલે મોતિયો ઉતારીને આંખ મટયા પછી આંખ તેજ સહન કરી શકે છે. પણ અંગ્રેજી શસ્ત્રક્રિયામાં મોતિયો બહાર કાઢવા માટે કીકીનું કાણું મોટું કરવું પડે છે અને મોતિયો નીકળ્યા પછી પણ મોટા થયેલા કાણામાંથી આંખમાં એકસાથે તેજનો પ્રવાહ પેસી જવાથી આંખ પૂરી ઉઘાડી શકાતી નથી.

**ઝામર:** **ઝામરમાં અંગ્રેજી વૈદકે શસ્ત્રક્રિયા** લખી છે, પણ આયુર્વેદ એને અસાધ્ય કહે છે.

**આંખ દુખવાના ઉપાય:** કુપથ્યને લીધે આંખ દુખવા આવે તે **અભિષ્યંદ** કહેવાય છે. એ આખી આંખનો રોગ છે. આંખ દુખવા આવે ત્યારે પાંચ ઉપવાસ કરવાથી ઘણો ફાયદો થાય છે. આંખ દુખવા આવે તે માટે ત્રણ જાતની દવા તૈયાર કરવી.

પાણી શેર ૦। માં એક ચોખાભાર મોરથૂથુ નાખી એક શીશીમાં ભરી મૂકવું. બીજી શીશીમાં પાણી શેર ૦।માં બેઆનીભાર ફુલાવેલી ફટકડી નાખી ભરી મૂકવી. ત્રીજી શીશીમાં પાણી શેર ૦।માં પાટિયો ટંકણખાર (Boric powder) તોલો ૦। નાખી ભરી મૂકવો. જો આંખ સાધારણ દુખવા આવી હોય, તો પાટિયા ટંકણખારવાળાં ટીપાં અવારનવાર આંખમાં નાખવાં. જો આંખમાં દુઃખ વધારે થતું હોય તો ફટકડીના પાણીનાં ટીપાં નાખવાં અને જો આંખ દુખવા આવે, લાંબા દિવસ થાય અને ન મટે તો મોરથૂથુના પાણીનાં ટીપાં નાખવાં.

વળી ચિમેડને પાણીમાં પલાળી રાખી એનાં ફોતરાં ઉખેડી અંદરના બીજને ખૂબ ઝીણું વાટી, એમાંથી ફક્ત એક નખ ઉપર પથરાય એટલું ચૂર્ણ લઈ, એમાં થોડું મીઠું ભેળવી આંખમાં ભભરાવવામાં આવે, તો દુખતી આંખમાં અજબ ફાયદો થાય છે. ચિમેડને સંસ્કૃતમાં **वनकुलत्थ** કહેવામાં આવે છે. પણ ઉપવાસ કરાવીને પછી આ ઉપાય કરવાથી ઘણો જ ફાયદો થાય છે. આંખને ઉપવાસથી નિરામ કર્યા વિના કરેલો ઉપાય સાધારણ ફાયદો કરે છે.

**અધિમંથ, ઉપાય:** આંખ આવી હોય ત્યારે કુપથ્ય કરવાથી સાથેસાથે માથું દુખી સણકા મારે છે. તેને **અધિમંથ** રોગ કહેવામાં આવે છે. તેનો સાચો ઇલાજ ન થાય તો ત્રણચાર દિવસમાં આંખને ભયંકર નુકસાન થાય છે. અધિમંથમાં હીમજ તોલો ૧ આપવી અને ઉપવાસ જ કરાવવા.

**ખીલ, ચાંદું, ફૂલું, તેના ઉપાય:** આંખમાં ખીલ થાય, કાળા ડોળા ઉપર ચાંદુ પડે કે ચાંદું રુઝાઈને ગૂંથ પડી ફૂલું પડે; ત્યારે ચાંદાને ઉપવાસથી કે લૂખા, હલકા અને થોડા ખોરાકથી તથા ચાંદા ઉપર ઘીનું ટીપું મૂકીને રૂઝવવું પડે, પણ ખીલ અને ફૂલા વગેરે માટે કાપવાના અને ઘસવાના જ ઇલાજ છે. વળી નીચેની ત્રણ દવાઓ પણ લાંબે વખતે એમાં ચમત્કારિક લાભ કરે છે: (૧) નયનાંજન, (૨) રોપણ રસક્રિયા (ઉર્ફે રક્તાંજન) અને (૩) ચંદ્રોદયા વર્તી.

**નયનાંજન ઉર્ફે નયનામૃત-અંજન:** એક તોલો શુદ્ધ સીસું (Lead) લઈ એને ટીપી પાતળું પતરું બનાવી એના ઝીણા કકડા કરવા. તેમાં એક તોલો પારો નાખવો. બન્ને સાથે (ભેગાં) લસોટવાં. જ્યારે ભસ્મ જેવું બની જાય ત્યારે તેમાં બે તોલા બજારુ સુરમો નાખી બધું ભેગું ખૂબ લસોટવું. પછી એમાં ભીમસેની બરાસ ઉપરના કુલ વજનનો એટલે ચાર તોલાના દસમા ભાગ જેટલો $\frac{૨}{૫}$ તોલા નાખવો. એ બધું ભેગું ખૂબ લસોટવું. જ્યારે બધું ખૂબ બારીક લસોટાઈ જાય ત્યારે કાચની શીશીમાં ભરવું. આ નયનાંજન સીસાની સળીથી આંખમાં આંજવું. સળીના જે છેડાથી એક આંખમાં આંજ્યું હોય તે જ છેડાથી બીજી આંખમાં આંજવું નહિ. બીજી આંખમાં બીજા છેડાથી આંજવું.

**રોપણરસક્રિયા (રક્તાંજન):** શુદ્ધ કરેલું મોરથુથુ, સુવર્ણમાક્ષિક, સિંધાલૂણ, સાકર, શંખની નાભિ, મણશીલ, સોનાગેરુ, સમુદ્રીણ અને મરીનું અતિ બારીક ચૂર્ણ કરી મધમાં કાલવીને આંજવું.

**ચંદ્રોદયાવર્તી:** શંખની વચ્ચેનો નક્કર ભાગ, બહેડાંની મીજ, હરડે કે હરડેની મીજ, શુદ્ધ મણશીલ, પીપર, મરી, ઉપલેટ અને વજ; એ બધાં સરખે ભાગે લઈ એમનું ચૂર્ણ કરી બકરીના દૂધમાં સારી પેઠે ઘૂંટી શોગટીઓ કરી તે તાંબાના વાસણ ઉપર એકએ રાઈના દાણા જેટલું પાણી સાથે ઘસી, એ ચંદન જેવું આંખમાં આંજવું.

**નાસૂર, તેના ઉપાય:** વળી નાસૂર નામનો રોગ થાય છે. તેમાં સળીઓ ખોસી (Probing કરીને) પાણીનો માર્ગ સાફ કરવામાં આવે છે કે ડામ દેવામાં આવે છે; અથવા આંખ અને નાક વચ્ચેની પાણીની નળી કે જેમાં કચરો ભરાય છે તે કાપી નાખવામાં આવે છે. અમે તેમ કરવા છતાં નાસૂર યાપ્ય છે. એટલે ઉપચાર કરે ત્યાંસુધી જ રાહત રહે એવો છે. Probing કરાવ્યાથી કંઈક રાહત રહે છે અને નુકસાન ઓછું થાય છે. આંખ તથા નાક વચ્ચેની નળી કપાવવાથી નસકોરામાં પાણી જવાનો રસ્તો બંધ થાય છે, તેથી લાંબેગાળે નાક સુકાય છે, ખણુજ આવે છે, લોહી નીકળે છે અને સડો થવાથી નાક જવાનો પ્રસંગ ઊભો થવાનો સંભવ છે.

**આંખના બધા રોગો માટે સામાન્ય ઉપાય તથા ખોરાક:** આંખના બધા રોગોમાં ઉપવાસ કરાવવા જોઈએ. રોજ હીમજ તોલો ૧ આપવી. ઉકાળીને અડધું બાળેલું પણ બહુ ઠારેલું નહિ એવું પાણી આપવું. આંખે શેક કરવો, પાટા રાખવા, અજવાળું બંધ કરવું અને રૂક્ષ તથા હલકો ખોરાક આપવો.

આયુર્વેદ પ્રમાણે આંખના રોગના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે છે: (૧) વર્ત્મ રોગ એટલે પોપચાં–પાંપણના રોગ, (૨) સંધિ રોગ એટલે પોપચું અને ધોળા ડોળાના સાંધાના રોગ, આંખના ખૂણાના સાંધાના રોગ, (૩) ધોળા ડોળાના રોગ, (૪) કાળા ડોળાના રોગ, (૫) દૃષ્ટિના રોગ (૬) અને આખી આંખના રોગ.

**વર્ત્મરોગ–પોપચાં (પાંપણ) ના રોગ:** (૧) જ્વર વગેરે બધા રોગોના કારણરૂપે જણાવેલા અને ખાસ કરીને આંખોને નુકસાન કરે એવા આહારવિહારના કુપથ્યને લીધે વાત, પિત્ત અને કફનો પ્રકોપ થાય છે. એ બગડેલા દોષો પિત્તને વહેનારી શિરાઓ દ્વારા આંખના અવયવમાં જઈને પોપચાં, સંધિ, ધોળો ડોળો, કાળો ડોળો, દૃષ્ટિ કે આખી આંખના રોગો ઉત્પન્ન કરે છે.

(૨) વાયુ પોપચાંની શિરાઓમાં જઈને કૃચ્છ્રોન્મીલ રોગ કરે છે. આ રોગમાં ઊંઘીને ઊઠેલા માણસનાં પોપચાં સજ્જડ થઈ જાય છે. એમાં પીડા થાય છે. આંખોમાં ધૂળ ભરી હોય એમ ખૂંચે છે. બહુ મહેનતે પોપચું ઊઘડે છે. આંસુ નીકળે છે. પોપચાં ચોળવાથી શાંતિ થાય છે.

( ૩ ) એ વાયુ પાંપણોને હલાવી વારંવાર ઉઘાડવાસ કરે છે, તે **નિમિષ** રોગ કહેવાય છે. આ રોગમાં પીડા થતી નથી.

(૪) જ્યારે પોપચાંના સાંધા ઢીલા પડી જાય, પોપચું હલનચલન કરી શકે નહિ, અને પોપચું બંધ જ રહે, ત્યારે એને **વાતહત** ( Ptosis ) રોગ કહેવાય છે.

( ૫ ) જ્યારે પિત્તને લીધે પોપચાંની અંદરની બાજુએ કમળનાં બીજ જેવી ઘણી કાળી ફોલ્લીઓ ઊપસી આવે અને વળી ફૂટી જાય, ત્યારે એ ફોલ્લી **કુંભી** કહેવાય છે. ( કુંભી=ખીલ. )

( ૬ ) જ્યારે પિત્તને લીધે પોપચાંમાં બળતરા થાય, ચીકાશ આવે, પીડાવાળું પોપચું લોહી જેવા રંગનું થઈ જાય અને અડકવાથી દુ:ખ થાય; ત્યારે તે **પિત્તોત્કિલષ્ટ** રોગ કહેવાય છે.

( ૭ ) જ્યારે પિત્ત પાંપણોના છેડામાં રહીને ચળ ( ખણુજ ) અને બળતરા ઉત્પન્ન કરે અને પછી પાંપણોનો નાશ કરે, ત્યારે તેને **પક્ષ્મશાત** રોગ કહેવામાં આવે છે.

( ૮ ) કફને લીધે પોપચાંમાં ધોળી સરસવ જેવી કઠણ ફોલ્લીઓ થાય છે. તેમાં સાથે સોજો, ચીકાશ, પીડા અને ચીકણાં આંસુ હોય છે. એને **પોથકી** રોગ કહેવામાં આવે છે.

( ૯ ) જ્યારે પોપચાં સજ્જડ થઈ જાય, એમાંથી પાણી નીકળે અને ચીકણાં થઈ જાય, ત્યારે તેને **કફોત્કિલષ્ટ** રોગ કહેવામાં આવે છે.

( ૧૦ ) જ્યારે પોપચાં–પાંપણમાં ફીક્કી, પીડાવિનાની, પાકે નહિ એવી, ચળવાળી, કઠણ બોર જેવડી કે તેથી કંઈક નાની ગાંઠ કફને લીધે થાય છે; ત્યારે તેને **લગણ** રોગ કહેવામાં આવે છે.

(૧૧) લોહી બગડવાથી રાતો ફોલ્લો થાય છે અને તેની આસપાસ તેના જેવી રાતી ફોલ્લીઓ થાય છે, તેને **ઉત્સંગ** કહેવામાં આવે છે.

(૧૨) આંખનાં પોપચાંમાં રાતી લીટીઓ થાય અને અડકવાથી દુખે તેને **ઉત્કિલષ્ટ** રોગ કહેવામાં આવે છે.

(૧૩) લોહીના પ્રકોપથી પોપચાંમાં માંસ વધી અંદરની બાજુએ સજ્જડ, ચીકણો (લીસો), બળતરા અને પીડાવાળો રાતો અર્શ (મસો) થાય છે. તેમાંથી સ્રાવ થાય છે. તે **અર્શ** કહેવાય છે, તેને જેમજેમ કાપીએ તેમતેમ તે વધે છે.

(૧૪) પાંપણની વચમાં કે છેડે લોહી બગડવાથી ચળવાળી, પીડાયુક્ત, સ્થિર, મગ જેવડી તાંબાના રંગની ફોલ્લી થાય તેને **અંજનનામિકા (આંજણી)** કહેવામાં આવે છે.

(૧૫) ત્રણે દોષના પ્રકોપથી જ્યારે પોપચું બહારથી સૂજી જાય છે, પોપચાંની અંદર ઝીણાંઝીણાં છિદ્રો પડી જાય છે, પોપચાંમાંથી સ્રાવ થાય છે અને પાણી ભરેલી કમળની નાળ જેવું દેખાય છે, ત્યારે એ **બિસવર્ત્મ** રોગ કહેવાય છે.

(૧૬) લોહી તથા ત્રણે દોષના પ્રકોપથી જ્યારે પોપચાંમાં દુઃખ સાથે ઉત્કલેદ થાય અને ઘડીમાં પોપચાં કરમાઈ જાય અને ઘડીમાં તાજાં થાય, ત્યારે એ **ઉત્કિલષ્ટવર્ત્મ** રોગ કહેવાય છે.

(૧૭) જ્યારે લોહી તથા ત્રણે દોષ કોપે, ત્યારે પોપચું કાળું પડી જાય, પીડા થાય, સોજો આવે છે અને પોપચું ભીનું રહે છે. તેને **શ્યાવવર્ત્મ રોગ** કહેવામાં આવે છે.

(૧૮) પોપચાં ચોટી જાય, ચળ આવે, સોજો આવે અને રાતાં રહે, ત્યારે એને **શ્લિષ્ટવર્ત્મ** રોગ કહેવામાં આવે છે.

(૧૯) પોપચાંની અંદરની બાજુએ બરછટ લૂખી રેતી જેવી ફોલ્લીઓ થાય તે **સિકતાવર્ત્મ** કહેવાય છે.

(૨૦) **કર્દમવર્ત્મ** રોગમાં પોપચું કાળું અને કાદવ જેવું હોય છે.

(૨૧) એકસરખી સમાન રંગની ઘણી ફોલ્લીઓ પોપચાંમાં થાય, તે **બહુલ** રોગ કહેવાય છે.

(૨૨) બાળકને દાંત આવે તે કારણે બાળકની આંખ સૂજી જાય છે અને તાંબા જેવા રંગની થાય છે. બાળક જોઈ શકતું નથી, પોપચાંમાં સણકા મારે છે, પોપચાં ચીકણાં રહે છે, બાળક કાન, નાક અને આંખ ચોળે છે. આને **કુકૂણક** રોગ કહેવામાં આવે છે.

(૨૩) પોપચાં સંકોચાઈ જાય, બરછટ થઈ જાય, પાંપણના વાળ અંદરની બાજુએ વળી જાય અથવા પાંપણના બીજા નવા વાળ ઊગે, પાંપણો આંખમાં અણીદાર કાંટાની માફક ઘસાય તેથી આંખ સૂજી જાય, આંખ બળે, આંખ પવન વગેરે ખમી ન શકે તથા જ્યારે પાંપણોને ઉખેડી નાખવામાં આવે ત્યારે થોડા દિવસ શાંતિ થાય. આ રોગ **પક્ષ્મોપરોધ=પરવાળા (Trichinosis)** કહેવાય છે.

(૨૪) આંખના ખૂણા પાસે પોપચાંની બહારની બાજુએ કઠણ, ઊંચી, તાંબાના રંગની, પાકી, લોહી અને પરુ નીકળે એવી ગાંઠ થાય છે. તે વારંવાર ઊપડી આવે છે. તે **અલજી** (નાસૂર) કહેવાય છે.

(૨૫) લોહી તથા ત્રિદોષના પ્રકોપથી પોપચાંની અંદરની બાજુએ માંસના ગોળા જેવો, પીડાવિનાનો, અનિયમિત આકારનો અને ગૂંથાયેલો સોજો હોય છે. તે બહારથી હલાવીચલાવી શકાય છે. તે **અર્બુદ** કહેવાય છે.

(૨૬) પોપચાંને આધારે થતા આ ચોવીસ રોગ છે.

**ઉપાય:** (૨૭) તેમાંથી પહેલો (કૃચ્છ્રોન્‍મીલ) દવાથી મટે છે. પછીના બે અને અર્શ (નિમિષ, વાતહત, અર્શ) અસાધ્ય છે. પક્ષ્મોપરોધ યાપ્ય છે એટલે ઉપચાર કરે ત્યાંસુધી જ રાહત રહે

એવો છે. બાકીના( ઓગણીસ )ને શસ્ત્રક્રિયાથી મટાડવા.

( ૨૮ ) પક્ષ્મશાત સોયથી છૂંદણાં છૂંદીને મટાડવો. અર્બુદને કાપી નાખી મટાડવું. લગણ, કુંભી (ખીલ), બિસ, ઉત્સંગ, અંજન (આંજણી), અલજી ( નાસૂર ) ચીરીને મટાડવાં. પોથકી, શ્યાવવર્ત્મ, સિકતાવર્ત્મ, શ્લિષ્ટવર્ત્મ, ચાર જાતના ઉત્કિલષ્ટવર્ત્મ, કર્દમ, બહલ અને કુકૂણક ખોતરીને મટાડવા.

( ૨૯ ) કૃચ્છ્રોન્મીલ રોગમાં દ્રાક્ષ વાટીને કરેલા કલ્ક-( લુગદી )ને પાણીમાં નાખી, એ પાણી જૂના ઘીમાં નાખી પાણીનો ભાગ બળી જાય ત્યાંસુધી ઉકાળી, ઘી બાકી રહે ત્યારે ઉતારી લેવું. એ ઘીમાં સાકર ભેળવી પાવું. વળી સ્નેહન કરે એવાં નસ્ય, ધૂમ અને અંજન વગેરેનો ઉપયોગ કરવો.

( ૩૦ ) નિમિષ અને વાતહત અસાધ્ય હોવાથી એના ઉપચાર આપ્યા નથી.

( ૩૧ ) કુંભીવર્ત્મ રોગમાં પોપચાને ખોતરવું. પછી ઉપર સિંધવ ઘસવો. પછી જેઠીમધ, આમળું અને પટોલ( પરવળ )ના કવાથથી પોપચું ધોવું.

**લેખનવિધિ :** દરદીને પવનવિનાના સ્થળમાં રાખવો. પછી વમનવિરેચનાદિ પંચકર્મથી એને આમજનોએ શુદ્ધ કરવો. બરાબર શુદ્ધ થયા પછી એને ચત્તો સુવાડવો. સહેવાય એવા ગરમ પાણીમાં કપડું બોળી પોપચાંના બહારના ભાગ ઉપર શેક કરવો. પોપચું ઉથલાવીને ડાબા હાથના અંગૂઠા અને મોટી આંગળી વચ્ચે વસ્ત્ર રાખી એ અંગૂઠા અને આંગળીવડે પકડવું. આમ અંગૂઠા અને આંગળી વચ્ચે વસ્ત્ર રાખવાથી પકડેલું પોપચું સરકી જશે નહિ, તેમ હાલી પણ નહિ શકે. પછી મંડલાગ્ર નામના શસ્ત્રથી તેને આડું ( ઊભું નહિ ) કાપી ખોતરવું; અથવા સાગ, નગોડ વગેરેનાં પાંદડાંની ધારથી ખોતરવું; અથવા સમુદ્રફીણથી ખોતરવું. પછી ( રૂ કે કપડાના ) ડૂચાથી લોહી સાફ કરવું. જ્યારે લોહી બંધ થાય ત્યારે

સારી રીતે ખોતરાયેલાં એ પોપચાં ઉપર તે તે દોષનું શમન કરનારાં દ્રવ્ય મધમાં ભેળવીને તે મધ ઘસવું. ( કફમાં સિંધાલૂણ, પિત્તમાં સાકર, વાયુમાં ઘી શમનદ્રવ્ય છે.) પછી ગરમ પાણીથી પોપચું ધોવું, ઘી છાંટવું તથા ઘસવું, ઘસેલા પોપચા ઉપર ઘી અને મધ ભેગાં કરી મૂકવાં. પોપચું બંધ કરી બંધ આંખ ઉપર જવના લોટની લૂગદી મૂકવી. કાનની ઉપર અને નીચે પાટો આવે એવી રીતે પાટો ફાડીને બાંધવો. બીજે દિવસે તે પાટો છોડવો. કફપ્રકોપ હોય તો સિંધાલૂણના પાણીથી, પિત્તપ્રકોપ હોય તો સાકરના પાણીથી અને વાયુપ્રકોપ હોય તો ઘીથી પોપચું ધોવું. પોપચું ઉથલાવીને ગરમ પાણીથી ધોઈને ધોયા પછીની ઉપર લખેલી બધી ક્રિયા કરી પાટો બાંધવો. આમ સાત દિવસ કરવું. ચોથે દિવસે નસ્ય વગેરે આપવું.

( ૩૨ ) પોપચું અંદરથી લીસું, નખ જેવા રાતા રંગનું થઈ ગયું હોય, સોજો ન હોય, ચળ ન આવે, અને ખૂંચે નહિ તો જાણવું કે બરાબર લેખન થયું છે. જો બરાબર લેખન ન થયું હોય તો ઉપર જણાવેલી લેખનક્રિયા ફરીથી કરવી.

**અક્ષિશોથ:** દુખતી આંખ મટાડતાં ન આવડવાથી આંખ ઉપર સોજો આવે છે તેને **અક્ષિશોથ** કહેવામાં આવે છે.

**અક્ષિપાક:** આંખનાં ખીલ ડોળા સાથે ઘસાવાથી કે આંખમાં વાગવાદાઝવા વગેરે આગંતુક કારણોથી આંખના ડોળા પર ચાંદાં પડે અને એ ચાંદાં પાકે તેને **અક્ષિપાક** કહેવામાં આવે છે. અક્ષિપાક સોજાવાળો અને સોજાવિનાનો એમ બે પ્રકારનો હોય છે.

**અક્ષિશોથ તથા અક્ષિપાકના ઉપાય:** હીમજ તોલો ૧ રોજ પાવી, પથ્યાદિ ક્વાથ રોજ દિવસમાં બેવાર પાવો. હીમજ, રસવંતી, દારૂહળદર, વજ, ઉપલેટ તથા અફીણને ભેગાં ખદખદાવી એનો દઝાય નહિ એવો છતાં શેક થયા કરે એવો ગરમ લેપ બંધ આંખ ઉપર અને આંખની આજુબાજુ કરવો. લેપમાં હીમજ વગેરે દ્રવ્યો સમભાગે લેવાં પણ અફીણ એક દ્રવ્યના વજનથી આઠમા

ભાગના વજન જેટલું લેવું. દરેક દ્રવ્ય એકએક તોલો લીધું હોય, તો અફીણુ ½ તોલો લેવું. આંખ પર શેક કરવો. સાત દિવસ સુધી તદ્દન ઉપવાસ કરાવવા. ઉપવાસમાં પણ હીમજ આપવી. પાણી તાવમાં લખ્યા પ્રમાણેનું પાવું.

અક્ષિશોથ અને અક્ષિપાક થવા છતાં યોગ્ય ઉપચાર ન થાય તો આંખ આંધળી થાય એવો **હતાધિમન્થ** નામનો રોગ થાય છે, તે અસાધ્ય છે.

**વાતપર્યય : ઉપાય :** વાયુ ફરતોફરતો કોઈવાર ભમ્મરમાં આવે છે, કોઈવાર આંખમાં આવે છે અને ત્યાં તે અનેક પ્રકારની સખત પીડા કરે છે. એને **વાતપર્યય** રોગ કહેવામાં આવે છે. વાતપર્યયના ઉપાય અક્ષિશોથ અને અક્ષિપાકના ઉપાય પ્રમાણે જ કરવાના છે.

**શુષ્કાક્ષિપાક : ઉપાય :** જ્યારે આંખ સંકોચાયેલી રહે, પોપચાં લૂખાં અને દારુણ પીડાવાળાં, કઠણ ને ભારે રહે, આંખમાં બળતરા થાય, આંખવડે બધું મેલુંમેલું દેખાય અને આંખ ઉઘાડતાં બહુ પીડા થાય, ત્યારે **શુષ્કાક્ષિપાક** રોગ થયો છે એમ જાણવું. શુષ્કાક્ષિપાકમાં શરૂઆતમાં રોગના બળ પ્રમાણે ઉપવાસ કરાવવા. પથ્યાદિ ક્વાથ દિવસમાં બેવાર પાવો. રોજ હામજ તોલો ૧ આપવી. ઉપવાસ છૂટયા પછી તાવમાં લખ્યા પ્રમાણે ખોરાકનો ક્રમ રાખવો.

**ફૂલું (શુક્ર) :** રોજ હીમજ તોલો ૧ લેવી. ચંદ્રોદયાવર્તિ રોજ દિવસમાં બેવાર આંજવી. આંજ્યા પછી આંખમાંથી પાણી નીકળી જવા દેવું.

**તિમિર :** ( આંખે ઝાંખ પડવાના રોગ ) ચંદ્રોદયાવર્તિ દિવસમાં બેવાર રોજ આંજવી. નીચે જણાવેલું ત્રિફળાઘૃત દિવસમાં બેવાર દરેક વખતે બે તોલા ચાટવું.

**ત્રિફળાઘૃત :** ત્રિફળાનો રસ તોલા ૬૪ અને આમળાંનો રસ તોલા ૬૪ એ બન્ને રસ ભેગા કરવા. પછી પીપર, સાકર, કાળી દ્રાક્ષ, ત્રિફળા, લીલું કમળ, જેઠીમધ, ખીરકાકોલી, દૂધ અને ભોરિંગડી એ દરેક

એકએક તોલો લઈ એને જરૂર પૂરતા પાણી સાથે બારીક લસોટી કલ્ક (લૂગદી) કરવો. એ લૂગદી ત્રિફળા તથા આમળાંના રસમાં નાખવી. એમાં ગાયનું ઘી તોલા ૬૪ નાખવું. બધું ભેગું કરી ધીમે તાપે ઉકાળવું. ઊકળતાંઊકળતાં એકલું ઘી બાકી રહે પણ બીજા રસ બળી જાય, ત્યારે ઉતારી લેવું અને તે ગાળી લઈ ઘી રીઢા વાસણમાં ભરી રાખવું. આને ત્રિફળાઘૃત કહેવામાં આવે છે.

**મોતિયો (લિંગનાશ)** સાધ્ય હોય ત્યારે પણ શસ્ત્રક્રિયા કરવી પડે છે. વેલ(અર્મ, ટેરિજિયમ)માં શસ્ત્રક્રિયાની જરૂર પડે છે.

**અર્જુન:** આંખમાં ઝોકો વાગવાથી ધોળા ડોળામાં રાતો ડાઘ પડી જાય તેને અર્જુન કહેવામાં આવે છે. અર્જુનમાં હીમજ તોલો ૧ રોજ આપવી. આંખે શેક કરવો.

## ૬૪ : માથાના રોગ

**શાથી થાય?** (૧) માથું કફ, પિત્ત, વાયુ, ત્રણે દોષ અને લોહીના પ્રકોપથી, તેમજ ક્ષય અને કરમિયાને લીધે દુખે છે.

**આધાશીશી:** (૨) વળી માથાનું એક પડખું દુઃખે તેને અર્ધાવભેદક એટલે **આધાશીશી** કહેવામાં આવે છે. (Hemi crania આધાશીશી).

**સૂર્યાવર્ત:** (૩) સૂર્ય જેમજેમ તપતો જાય તેમતેમ આખું માથું વધારે ને વધારે દુખે અને સૂર્ય નમતો જાય તેમતેમ માથું ઊતરતું જાય તેને સૂર્યાવર્ત રોગ કહેવામાં આવે છે.

**શંખક:** (૪) મુખ્યત્વે લમણામાં સણકા મારે અને સાથેસાથે માથામાં પણ દુખે તેને શંખક રોગ કહેવામાં આવે છે. આ શંખક રોગ ત્રણેક દિવસમાં દરદીને મારી નાખે છે.

**અનંતવાયુ:** (૫) વળી અનંતવાયુ નામનો માથાનો રોગ અસાધ્ય છે. આ અનંતવાયુના રોગમાં માથું દુખે છે તેની સાથે

આંખો પણ બંધ થઈ જાય છે. આ એક પ્રકારનો ઝામર છે અને મુખ્યત્વે તે આંખનો રોગ છે.

**લક્ષણ, ઉપાય, ખોરાક :** (૬) કફના માથાના દુખાવામાં સળેખમ હોય છે. માથામાં જડતા રહે છે તથા દિવસે અને રાતે પ્રથમ ભાગમાં દુખાવો વધે છે. એમાં મરી તથા સિંધવના વસ્ત્રગાળ ચૂર્ણનું બે આનીભાર નસ્ય ફૂંકવું. હીમજ તોલો ૧ આપવી. લૂખો, હલકો, અને થોડો ખોરાક આપવો. ઘી, દૂધ, દહીં, માખણ, ગળપણ અને લોટ બંધ કરવાં.

(૭) પિત્તના માથાના દુખાવામાં માથું ગરમ લાગે છે, માથામાં દાહ થાય છે, દિવસના અને રાતના મધ્ય ભાગમાં દુખાવો વધે છે. હીમજ આપવી. ઘી, દૂધ અને સાકરવાળો ખોરાક આપવો, સુખડનો લેપ કરવો.

(૮) વાયુનું માથું દુખતું હોય તો સણકા મારે છે. સાંજે અને રાતના પાછલા ભાગમાં દુખાવો વધે છે. હીમજ આપવી. સાધારણ દૂધ, ઘી અને તેલવાળો સ્નિગ્ધ ખોરાક આપવો. તેલ ચોળવું, ઉપલેટ, વછનાગ અને સૂંઠનો લેપ કરવો.

(૯) ત્રિદોષના દુખાવામાં ત્રણે દોષનાં ચિહ્નો ભેગાં જણાય છે. એમાં પથ્યાદિ ક્વાથ પાવો અને લેપ કરવો. હલકો અને લુખો ખોરાક આપવો.

(૧૦) રક્તથી થતા દુખાવામાં માથાની શિરાઓ અને રગો ફૂલીને તરી આવે છે. બીજાં લક્ષણ પિત્તના દુખાવા જેવાં હોય છે આમાં હીમજ આપવી, ફસ ખોલવી, બીજું બધું પિત્ત પ્રમાણે કરવું.

(૧૧) કરમિયાથી થતા દુખાવામાં માથામાં કંઈ કરડતું હોય એવું દરદીને લાગે છે. થોડે વખતે નાકમાંથી લોહી પણ નીકળે છે. એમાં મરી, સિંધવ અને વછનાગવાળું નસ્ય બે આનીભાર ફૂંકવું. પથ્યાદિ ક્વાથ દિવસમાં બેવાર પાવો. લેપ કરવો. હીમજ આપવી. ખોરાક લૂખો આપવો.

(૧૨) આધાશીશી અને સૂર્યાવર્ત ઘી, દૂધ અને સાકરના ખોરાક વિના કદી મટે નહિ. એમાં ઘીમાં તળેલી ગરમાગરમ જલેબી ખવડાવવી. હીમજ આપવી. નસ્ય ફૂંકવું અને સુખડનો લેપ કરવો.

**બધા માથાના દુખાવાના સામાન્ય ઉપાય:** (૧૩) દરેક પ્રકારના માથાના રોગમાં આહારવિહારમાં ફરક પડે છે, પણ બીજા ઉપચાર સામાન્ય થઈ શકે છે; તે નીચે પ્રમાણે છે: હીમજ આપવી, લેપ કરવો, નસ્ય ફૂંકવું, અને પથ્યાદિ ક્વાથ પાવો.

**માથાના દુખાવાનો લેપ:** ઉપલેટ, એરંડાનું મૂળ અને સૂંઠ, એ ત્રણને ઘાટી છાશમાં વાટી જરા ગરમ કરી તેનો કપાળે લેપ કરવો.

**પથ્યાદિ ક્વાથ:** હીમજ, બહેડાં, આમળાં, ગળો, લીમડાની અંતરછાલ, હળદર અને કરિયાતું; એ સાત વસ્તુઓનો ક્વાથ કરી પછી અડધો તોલો ગોળ ચોળી પાવો.

## ૬૫: સ્ત્રીરોગ .

(અસૃગ્દર=પ્રદર=લોહીવા)

**લોહીવા શાથી થાય છે?** (૧) પિત્ત કોપે એવા આહાર-વિહારથી શરીરમાં પિત્તનો વધારો થાય છે, તેથી કાળજું (Liver) એ પિત્ત બધું લઈ શકતું નથી. તેથી વધારાનું પિત્ત લોહી સાથે શરીરમાં ફરતું રહે છે.

(૨) જ્યારે આ લોહીમાંના પિત્તનું પ્રમાણ પણ વધી જાય છે ત્યારે પિત્તની ગરમીને લીધે લોહી પાતળું પડી જાય છે તેથી લોહીની ગતિ વધે છે. તેથી ધમનીઓમાં શિરાઓમાં તથા જાળામાં ગજા ઉપરાંત લોહીનો ભરાવો થઈ જવાથી એ ફાટે છે. એમાંથી પિત્તવાળું લોહી જુદાજુદા માર્ગે નીકળે છે. આને રક્તપિત્ત કહેવામાં આવે છે.

(૩) ખરું જોતાં નસકોરી ફૂટે, હરસમાં લોહી પડે, મોંમાંથી લોહીની ઊલટી થાય, ઝાડામાં લોહી પડે, શરીરનાં રૂંવાડાંમાંથી લોહી નીકળે કે યોનિમાંથી લોહી આવે, તે બધા રક્તપિત્તના જ પ્રકાર છે.

(૪) પણ સ્થાનભેદને લીધે આ રક્તપિત્તનાં જુદાંજુદાં નામ આપવામાં આવે છે. જ્યારે યોનિમાંથી લોહીવાળું પિત્ત નીકળે ત્યારે તે અસૃગ્દર, પ્રદર કે લોહીવા કહેવાય છે.

**લોહીવા થયો ક્યારે કહેવાય?** (૫) સ્ત્રીને માસિક અટકાવ ત્રણચાર દિવસ આવવો જોઈએ. એ ત્રણચાર દિવસમાં મળી કુલ શેર ૦ા થી વધારે લોહી નીકળવું ન જોઈએ; છતાં જ્યારે ત્રણચારથી વધારે દિવસ સુધી સ્ત્રીને અટકાવ આવ્યા કરે અથવા ત્રણચાર જ દિવસમાં પણ શેર ૦ા થી ઘણું વધારે લોહી વહી જાય, ત્યારે એને પ્રદર રોગ કહેવામાં આવે છે.

**લોહીવામાં શું વહી જાય છે?** (૬) પ્રદરમાં કેટલીકવાર લાલ લોહીને બદલે ધોળું પાણી પણ વહ્યા કરે છે. જ્યારે લોહીમાં પિત્તની સાથે કફ પણ ભળેલો હોય ત્યારે પિત્તની ગરમી કફને પણ ઓગાળી નાખે છે અને નીકળતો પ્રવાહ રંગે ધોળો તથા ચીકણો લાગે છે.

(૭) વળી જ્યારે કંઈ પણ કારણસર યોનિમાં પરુ થાય છે, ત્યારે કોઈકવાર પ્રદરમાં પરુ પણ આવે છે.

(૮) પ્રદરમાં એકલું શુદ્ધ લોહી આવી શકે નહિ. આયુર્વેદના મતે તો માણસના શરીરમાં ધાતુઓનું માપ કેટલું હોઈ શકે તે નક્કી થઈ શકે નહિ; કારણકે રોજરોજ ભોગવાતી ૭ ઋતુઓ, વર્ષમાં ભોગવાતી ૭ ઋતુઓ, આહારવિહારની ચાલુ અસ્થિરતા વગેરે કારણોને લીધે ધાતુઓમાં વધઘટ થયા જ કરે છે. તેથી ધાતુઓનું કાયમનું માપ નક્કી થઈ શકે નહિ.

(૯) હવે જો દિવસોના દિવસો સુધી અને મહિનાઓના

મહિનાઓ સુધી સ્ત્રીની યોનિમાંથી શુદ્ધ લોહી વહ્યા જ કરતું હોય, તો આ પ્રદરવાળી સ્ત્રી થોડા વખતમાં મરી જવી જોઈએ; કારણ કે નસ્તર મૂકવામાં કે ફસ ખોલવામાં પણ ૫૪ તોલાથી વધારે લોહી વહી જવા દેવાની મનાઈ છે, પણ સ્ત્રી પ્રદરથી એમ ઝટ મરતી નથી પણ માત્ર ફિક્કી પડતી જાય છે. એ દેખાડે છે કે પ્રદરમાં નીકળતી વસ્તુ શુદ્ધ લોહી નથી.

**લોહીવામાં હીમજ કેમ ન અપાય?** (૧૦) પ્રદરમાં લોહી વહેવાનો માર્ગ સંકોચવાથી પિત્તવાળું લોહી નીકળતું બંધ કરી શકાય છે. હીમજ તૂરી હોઈ સંકોચ કરી શકે છે, છતાં પ્રદરમાં **હીમજ અપાતી નથી**; કારણકે હીમજથી વાયુ અનુલોમ થાય અને સ્રાવ વધારે થાય.

**લોહીવાના ઉપાય:** (૧૧) અરડૂસીનાં પચાસ પચાસ પાંદડાંનો રસ દિવસમાં બેવાર આપવાથી પ્રદર મટી જાય છે.

(૧૨) દિવસમાં બેવાર નીચે જણાવેલો દાર્વ્યાદિ ક્વાથ પાવાથી પણ પ્રદર મટી જાય છે.

**દાર્વ્યાદિ ક્વાથ:** દારૂહળદર, રસવંતી, કરિયાતું, અરડૂસો, મોથ, બીલું, રતાંજલિ અને આકડાનાં ફૂલ, એ આઠ ઓસડનો ક્વાથ કરી ક્વાથ ઠંડો પડ્યા પછી એમાં મધ નાખી પાવો.

(૧૩) દિવસમાં બેવાર દરેક વખત તોલો ૦। નાગકેસરનું ચૂર્ણ આપવું.

(૧૪) ઉપરના ત્રણ ઉપચારમાંથી ગમે તે કરે તો પ્રદર મટે, પણ ત્રણે ય સાથે કરે તો જલદી ફાયદો થાય છે.

**ખોરાક:** (૧૫) પિત્તની શાંતિ થાય એવો ઠંડો છતાં પચવામાં હલકો દ્રાક્ષ, ખજૂર, સાકર વગેરે ખોરાક આપવો. ઘી, દૂધ, દહીં જેવો ભારે ખોરાક બંધ કરવો.

## ૬૬ : યોનિવ્યાપદ—યોનિના રોગ

**શાથી થાય?** યોનિના વીસ રોગ કહ્યા છે. તે મિથ્યા આહારવિહારથી, અટકાવ બગડવાથી, બીજદોષથી એટલે રોગ વારસામાં મળવાથી અને નસીબજોગે સ્ત્રીઓને થાય છે.

**પ્રકાર અને લક્ષણ:** જે યોનિમાંથી અટકાવ ફીણવાળો અને દુઃખ સાથે આવે, તે ઉદાવૃત્તા યોનિ કહેવાય છે.

જે યોનિમાંથી અટકાવ તદ્દન બંધ થઈ ગયો હોય છે, તેને વંધ્યા કહેવામાં આવે છે.

જે યોનિમાં હમેશાં વેદના થાય છે, તેને વિપ્લુતા કહેવામાં આવે છે.

પુરુષનો સંભોગ થયા પછી જેમાં અત્યંત પીડા થાય છે, તે યોનિને પરિપ્લુતા કહેવામાં આવે છે.

જે યોનિ બરછટ તથા અક્કડ હોય અને જેમાં સણકા મારે અને સોય ખોસ્યા જેવી પીડા થાય, તેને વાતલા કહેવામાં આવે છે.

ઉદાવૃત્તા, વંધ્યા, વિપ્લુતા, પરિપ્લુતા અને વાતલા યોનિમાં જે પીડા થાય છે તે વાયુને લીધે થાય છે.

જે યોનિમાંથી બળતરા સાથે ઘણું લોહી વહી જવાથી લોહી ક્ષીણ થઈ જાય છે તેને લોહિતક્ષયા કહેવામાં આવે છે.

જે યોનિમાંથી સ્ત્રીના રજ સાથે ભળેલું પુરુષનું વીર્ય વાયુના અવાજ સાથે પાછું બહાર નીકળી આવે છે, તેને વામિની કહેવામાં આવે છે.

જે યોનિ ચૂંથાવા—ચોળાવાથી પોતાની મૂળ જગ્યા પરથી ખસી જાય છે અને તેથી જેમાંથી પ્રસવ થતાં કષ્ટ થાય છે, તેને પ્રસ્રંસિની કહેવામાં આવે છે.

જે યોનિમાંથી રક્તસ્રાવ થઈ જવાના કારણે પેટમાં ગર્ભ રહેવા છતાં મરી જાય છે, તેને પુત્રઘ્ની કહેવામાં આવે છે.

જે યોનિમાં બહુ જ બળતરા થાય, પાકી જાય અને ગરમ રહે તેને પિત્તલા કહેવામાં આવે છે.

લોહિતક્ષયા, વામિની, પ્રસ્રંસિની, પુત્રઘ્ની અને પિત્તલા યોનિમાં પિત્તનાં લક્ષણુ વિશેષ થાય છે.

ગમે તેટલું મૈથુન કર્યાં છતાં જે યોનિ ધરાતી નથી, તે અત્યાનંદા કહેવાય છે.

જે યોનિમાં કફ અને લોહીને લીધે ડોડી જેવા આકારની માંસની ગાંઠ થાય છે, તેને કર્ણિની કહેવામાં આવે છે.

જે યોનિમાંથી મૈથુન વખતે પુરુષનું વીર્ય છૂટે તે પહેલાં જ રજ છૂટી જાય, તેને અચરણા કહેવામાં આવે છે.

જે યોનિમાંથી અત્યંત મૈથુન કર્યા પછી પુરુષનું વીર્ય છૂટયા પછી રજ છૂટે તેને અતિચરણા કહેવામાં આવે છે.

અચરણા અને અતિચરણા યોનિમાં ગર્ભ ધારણ કરી શકાતો નથી.

જે યોનિ ચીકણી, ખરજવાળી અને ઘણી ઠંડી હોય, તેને શ્લેષ્મલા કહેવામાં આવે છે.

અત્યાનંદા, કર્ણિની, અચરણા, અતિચરણા અને શ્લેષ્મલા યોનિમાં કફનાં લક્ષણો વિશેષ હોય છે.

જે સ્ત્રીને અટકાવ આવતો નથી, જેનાં સ્તન ઊપસેલાં હોતાં નથી અને મૈથુન વખતે જેનો સ્પર્શ કર્કશ લાગે છે, તેને ષણ્ઢી કહેવામાં આવે છે.

લાંબી ઇંદ્રિયવાળા પુરુષના સંગથી જે જુવાન સ્ત્રીની યોનિ ઈંડાની માફક બહાર નીકળી આવે છે, તેને અંડિની કહેવામાં આવે છે.

જે યોનિનું મોં બહુ પહોળું રહે તેને મહાયોનિ કહેવામાં આવે છે.

જે યોનિનું દ્વાર ઘણું સાંકડું હોય છે, તેને સૂચિવક્ત્રા (સોયના નાકા જેવી યોનિ) કહેવામાં આવે છે.

જે યોનિમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષના કોપનાં લક્ષણો અને આકાર દેખાય છે, તેને સન્નિપાતિકા યોનિ કહેવામાં આવે છે.

ષણ્ઢી, અંડિની, મહાયોનિ, સૂચિવક્ત્રા અને સન્નિપાતિકા એ પાંચ યોનિમાં ત્રણે દોષોનાં લક્ષણો જણાય છે. આ પાંચેય ત્રણે દોષના પ્રકોપથી થતી હોવાથી અસાધ્ય છે.

**ઉપાય:** વિપ્લુતા યોનિની પીડા મટાડવા માટે તગર, રિંગણી, ઉપલેટ, સિંધવ અને દેવદારને ઝીણાં લસોટી એની પાણીવડે લૂગદી બનાવી તલના તેલમાં પકવવી અને એ તેલનું પૂમડું યોનિમાં મૂકવું.

વાતલા યોનિના દોષ મટાડવા માટે વાયુનાશક તેલનું પૂમડું હમેશ યોનિમાં રાખવું.

પિત્તલા યોનિના રોગો મટાડવા માટે લીંબોળીઓને તલના તેલમાં પકવવી અને એ તેલનું પૂમડું યોનિમાં રાખવું.

યોનિમાં દાહ (બળતરા) થતી હોય, તો સાકર સાથે આમળાંનો સ્વરસ પાવો.

લીંડીપીપર, કાળાં મરી, અડદ, સૂવા, ઉપલેટ અને સિંધવ; એ ૭ દવાને ઝીણી લસોટી એની હાથના અંગૂઠા પાસેની આંગળી જેટલી જાડી અને લાંબી વાટ બનાવી, યોનિમાં પહેરવાથી કફનાં લક્ષણવાળા યોનિરોગ મટે છે.

યોનિમાં બહુ ખણજ આવતી હોય તો ત્રિફળા, ગળો અને નેપાળાના મૂળના કવાથથી યોનિને ધોવી.

ભાંગને ખૂબ બારીક લસોટી, એની વસ્ત્રગાળ ભૂકીની પોટલી યોનિમાં દોઢ બે કલાક મૂકવાથી યોનિ ઘણી સાંકડી થઈ જાય છે.

માયાં, ફુલાવેલી ફટકડી, ધાવડીનાં ફૂલ અને ધોળો કાથો; એ ચારેને બારીક લસોટી એની પોટલી યોનિમાં રાખવાથી યોનિ સાંકડી થાય છે.

## ૯૭ : યોનિકંદ (Vaginal polypus)

**શાથી થાય?** દિવસે ઊંઘવાથી, બહુ ક્રોધ કરવાથી, કસરત કરવાથી, બહુ મૈથુન કરવાથી, નખ, દાંત વગેરે વાગવાથી, વાત, પિત્ત અને કફનો પ્રકોપ થવાથી યોનિની અંદર પરુ અને લોહી જેવો નાના ફણસની આકૃતિનો ગોળ કંદ એટલે ફણગો ઉત્પન્ન થાય, તેને યોનિકંદ કહેવામાં આવે છે.

**પ્રકાર અને લક્ષણ:** વાયુનો યોનિકંદ લૂખો, ફિક્કો અને ચિરાયેલો હોય છે.

પિત્તના યોનિકંદમાં બળતરા થાય છે, રાતો હોય છે અને તાવ હોય છે.

કફનો યોનિકંદ અળસીના ફૂલ જેવો આસમાની રંગનો હોય છે અને એમાં ખણુજ આવે છે.

ત્રિદોષના યોનિકંદમાં ત્રણેય દોષનાં લક્ષણો સાથે હોય છે.

**ઉપાય:** સોનાગેરુ, વાવડિંગ, કેરીની ગોટલી, હળદર, રસાંજન અને કાયફળ; એ છ દવાઓને બારીક લસોટી એના વસ્ત્રગાળ ચૂર્ણની પોટલી યોનિમાં રાખવાથી યોનિકંદ મટે છે.

## ૯૮ : મૂઢગર્ભ (Difficult labour)

**ગર્ભસ્રાવ અને ગર્ભપાત:** બીવાથી, વાગવાથી, અતિશય તીખાં અને ગરમ ખાણુંપીણુંથી ગર્ભ પડવા માંડે છે; ત્યારે શૂળ એટલે સણકા સાથે લોહી દેખાવા માંડે છે.

ગર્ભ રહ્યા પછી ચોથા મહિના સુધી ગર્ભ પડે તો ગર્ભનું પ્રવાહી વહી જાય છે. આને ગર્ભસ્રાવ કહેવામાં આવે છે.

ગર્ભ રહ્યા પછી પાંચમા અને છઠ્ઠા મહિનામાં ગર્ભ પડે, તો બંધાયેલું શરીર તૂટી પડે છે. તેને ગર્ભપાત કહેવામાં આવે છે.

જેમ વાગવાથી કે દબાણથી પાકું ફળ ઝાડ ઉપરથી તૂટી પડે છે તેમ પ્રહારથી, કઢંગું બેસવાથી, વિષમ ખાનપાનથી, દબાણ આવવાથી વગેરે કારણસર ગર્ભ પડે છે.

**મૂઢગર્ભ એટલે શું?** રૂંધાયેલો પવન જન્મ પામતા ગર્ભને આડો લઈ જાય, ત્યારે એ આડા ગયેલા ગર્ભને મૂઢગર્ભ કહેવામાં આવે છે. મૂઢગર્ભમાં યોનિ અને પેટ વગેરેમાં સણકા મારે છે તથા પેશાબ બંધ થઈ જાય છે.

આમ કોપેલા એટલે બગડેલા વાયુથી આડો થઈ ગયેલો ગર્ભ ન ગણી શકાય એટલી જુદીજુદી સ્થિતિમાં યોનિદ્વાર આગળ આવી અટકે છે. તેમાં નીચેની બાર મુખ્ય સ્થિતિ છે:

**મૂઢગર્ભની મુખ્ય બાર સ્થિતિ:** કોઈકવાર ગર્ભ પોતાના મસ્તકથી યોનિનું દ્વાર બંધ કરે છે. કોઈકવાર ગર્ભ પેટથી યોનિ તરફ આવે છે. કોઈકવાર ગર્ભનું શરીર વળી જવાથી ખૂંધવાળો ભાગ યોનિદ્વાર આગળ આવે છે. કોઈકવાર ગર્ભ પોતાનો એક હાથ પહેલો બહાર કાઢે છે. કોઈકવાર બંને હાથ પહેલા બહાર આવે છે. કેટલીકવાર ગર્ભ યોનિદ્વાર આગળ આડો પડે છે. કેટલીકવાર (ડોક ભાંગી જવાથી) ગર્ભ માથું નીચું રાખી આવે છે. તેમ જ કેટલીકવાર પડખાં ભાંગી જવાથી પડખામાંથી બેવડો વળી ગર્ભ યોનિદ્વાર આગળ આવે છે. વળી જે ગર્ભ હાથપગ ઊંચા રાખી એ હાથપગ અને માથાથી યોનિદ્વાર આગળ ખીલાની માફક અટકી રહે, તેને સંકીલક કહેવામાં આવે છે. જે બાળક (ગર્ભ)ના હાથપગ બહાર આવ્યા પછી શરીર ખરીની માફક અટકી રહે તે પ્રતિખુર કહેવાય છે. જે ગર્ભ બે હાથ અને માથું આગળ કરી અટકી રહે તેને બીજક કહેવામાં આવે છે અને જે ગર્ભ આગળાની માફક યોનિમાં અટકી રહે છે, તેને પરિઘ કહેવામાં આવે છે.

**ગર્ભિણીનાં અરિષ્ટ:** જે ગર્ભિણી સ્ત્રીની ડોક ભાગી જાય, જેનું શરીર ઠંડું પડી જાય અને જે લાજશરમનું ભાન ભૂલી જાય

તથા જેની કૂખ ઉપર લીલા તથા આસમાની રંગની રગો ઊપસી આવે, તે સ્ત્રી તથા તેનો ગર્ભ એકબીજાનો જીવ લે છે.

**ગર્ભ પેટમાં મરેલો હોવાનાં લક્ષણ:** જ્યારે બાળક પેટમાં જ મરી જાય ત્યારે ગર્ભ હાલતોચાલતો બંધ પડે છે, પ્રસવવેદના થતી નથી, ગર્ભિણીનું શરીર આસમાની રંગનું અને ફિક્કું પડે છે, શ્વાસ ગંધાય છે અને સોજા આવે છે.

**ગર્ભ શાથી મરી જાય?** ગર્ભિણીનાં માનસિક અને આકસ્મિક દુઃખો તથા રોગોથી ગર્ભ ઉપર અસર થાય છે તેથી તે ગર્ભાશયમાં મરી જાય છે.

**મક્કલ:** વાયુના સંબંધથી યોનિ બંધ થઈ જાય તો કૂખમાં ગર્ભ અટકી રહે તો, પ્રસવ થયા પછી પડતું લોહી અટકાવીને વાયુ હૃદયમાં, માથામાં અને પેડુમાં શૂળ ઉત્પન્ન કરે તો, (मक्कल=After pains) શૂળ, આંચકી, ઉધરસ અને શ્વાસ જેવા ઉપદ્રવો થાય તો ગર્ભિણી બચી શકતી નથી.

આ શસ્ત્રક્રિયાનો વિષય છે, તેથી આ બાબતમાં નિષ્ણાત અને અનુભવી આયુર્વેદના શલ્યશાલાક્યના જ્ઞાતાની સલાહ લેવી જોઈએ.

## ૬૯: સૂતિકારોગ–સુવારોગ

**સુવારોગ શાથી થાય?** ખોટા ઉપચાર કરવાથી, દોષો કોપાવે એવું ખાવાપીવાથી, ગમે તે વખતે ગમે તેવું અને ગમે તેટલું નિયમ વગર ખાવાપીવાથી અને પેટમાં અજીર્ણ હોવા છતાં ખાવાથી સુવાવડીને જે રોગ થાય છે, તે સુવારોગ કહેવાય છે. તે ઘણો ભયંકર હોય છે.

**લક્ષણ:** જ્યારે સુવાવડીનાં અંગ તૂટે, તાવ આવે, શરીર કંપે, તરસ લાગ્યા કરે, શરીર ભારેભારે લાગે, સોજો આવે, સળેકા આવે અને ઝાડા થાય, ત્યારે સૂતિકારોગ થયો છે એમ જાણવું.

**સુવારોગ કષ્ટસાધ્ય :** સુવાવડી સ્ત્રીનું માંસ ઓછું થઈ ગયું હોય છે, શક્તિ ઓછી થઈ ગઈ હોય છે અને જઠરાગ્નિ મંદ પડેલો હોય છે તેથી તાવ, ઝાડા, સોજા, સણકા, આફરો, નબળાઈ તથા કફ અને વાયુના રોગમાંથી ઉત્પન્ન થતાં ઘેન, અરુચિ, લાળ પડવી વગેરે ઉપદ્રવો જે સુવારોગને નામે ઓળખાય છે તે મટવા મુશ્કેલ હોય છે.

**ઉપાય : દેવદાર્વાદિ ક્વાથ :** દેવદાર, ઘોડાવજ, કઠ, પીપર, સૂંઠ, કાયફળ, નાગરમોથ, કરિયાતું, કડુ, ધાણા, હરડે, ગજપીપર, બેઠીભોરિંગણી, ગોખરું, ધમાસો, ઊભીભોરિંગણી, અતિવિષની કળી, ગળો, કાકડાશિંગ અને શાહજીરું; એ વીસે વસ્તુઓનો ક્વાથ પાવો. આને દેવદાર્વાદિ ક્વાથ કહેવામાં આવે છે.

## ૭૦ : સ્તનરોગ (Mastitis)

**શી રીતે થાય ?** વાયુ, પિત્ત કે કફ જ્યારે સ્ત્રીના દૂધવાળા કે દૂધવિનાના સ્તનમાં આવી ત્યાં લોહી અને માંસને બગાડે છે, ત્યારે સ્તનરોગ થાય છે.

**પ્રકાર : લક્ષણ :** સ્તનરોગ પાંચ જાતનો છે : વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો અને આગંતુક. આ પાંચે પ્રકારના સ્તનરોગનાં લક્ષણો લોહી બગડીને થતા વિદ્રધિ (ગડ) સિવાયના બાહ્ય વિદ્રધિનાં લક્ષણો જેવાં હોય છે.

**ઉપાય :** સ્ત્રીનાં સ્તનોમાં સોજો જોવામાં આવે, તો વિદ્રધિ-(ગડ)ના ઉપાયો કરવા. **સ્તન ઉપર કદી શેક કરવો નહિ.** સ્તનરોગ મટાડવા માટે ઇંદ્રવરણાનું મૂળિયું ઘસીને લેપ કરવો અથવા હળદર અને ધંતૂરાનાં પાંદડાં ઘૂંટીને સ્તન ઉપર લેપ કરવો.

**ક્યારે અને કેવી રીતે નસ્તર મૂકવું ?** સ્તનરોગ એ એક જાતનું વિદ્રધિ જ છે. જો એ ન પાકતું હોય તો શેક કરી શકાય. જ્યારે એના પર કાપ મૂકવાનો પ્રસંગ આવે ત્યારે કાળજી એટલી

રાખવી કે સ્તનની કાળી ડીંટડીની આસપાસ જે લાલ કુંડાળું હોય છે, તેને ફરતા દોઢબે આંગળના ઘેરાવામાં કાપ મૂકવો નહિ. નહિ તો ધાવણ સદાને માટે બંધ થઈ જાય.

**ખોરાક:** ખોરાક વિદ્રધિ પ્રમાણે માપસર લેવો. રોજ હીમજ તોલો ૦ાા સવારે આપવી.

## ૭૧ : સ્તન્યરોગ

**શાથી થાય?** ઘણી જાતનાં ભારે અન્નપાનનાં સેવનથી વાત, પિત્ત અને કફ બગડી બાળકને ધવરાવનારી સ્ત્રીનું દૂધ બગાડે છે, ત્યારે બાળકને ઘણા રોગ થાય છે.

**પ્રકાર અને લક્ષણ:** વાયુથી બગડેલું દૂધ–ધાવણ તૂરું લાગે છે અને પાણીમાં તરે છે. જે દૂધ તીખું, ખાટું અને ખારુ હોય તથા જેમાં પીળી રેખાઓ દેખાય તે પિત્તથી બગડેલું જાણવું. કફથી બગડેલું ધાવણ ઘટ્ટ, ચીકણું તથા પાણીમાં ડૂબે એવું હોય છે. બે દોષથી બગડેલા ધાવણમાં તે તે દોષનાં અને ત્રણે દોષથી બગડેલા ધાવણમાં ત્રણે ય દોષનાં લક્ષણો જણાય છે.

**શુદ્ધ ધાવણનાં લક્ષણ:** જે ધાવણ પાણીમાં મળી જાય, સફેદ તથા ગળ્યું હોય અને ખરાબ રંગનું ન હોય તે શુદ્ધ જાણવું.

**ઉપાય:** કફપ્રધાન ધાવણમાં આદુનો રસ તોલા ૨ દિવસમાં બેવાર પાવો. પિત્તપ્રધાન ધાવણવાળી સ્ત્રીને સાકર તોલો ૧ તથા દ્રાક્ષ તોલો ૧ વગેરે ઠંડા ઉપચારો કરવા. વાતપ્રધાન ધાવણ સુધારવા રોજ બેવાર દૂધ શેર ૦। તથા ઘી તોલો ૧ વગેરે સ્નિગ્ધ ઉપચારો કરવા.

ધાવણ ઓછું આવે કે ન આવે તો દૂધ, ઘી તથા અડદનો ખોરાક વધારે આપવો.

# ૭૨ : સોમરોગ

**શી રીતે થાય છે?** અતિ મૈથુન, અતિ શોક તથા અતિ શ્રમ કરે, અતિ અસરકારક કોઈ પ્રયોગ અજમાવે, કૃત્રિમ જાતનું ખાધેલું કોઈ વિષ પ્રકોપ પામે; આ સર્વ કારણોને લીધે શરીરમાંનું પાણી કોપાયમાન થઈ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થઈને પછી મૂત્રમાર્ગમાં જાય છે. તે પાણી સાવ ધોળું, સ્વચ્છ, ટાઢું, ગંધવગરનું અને બળતરા કર્યા વિના પેશાબની જગ્યાએથી વેગથી પુષ્કળ વહે છે. તેનો વેગ અટકાવી રાખવા મહેનત કરે તોપણ અટકતું નથી.

**લક્ષણ:** આ રીતે પેશાબ દ્વારા પાણી વહી જવાથી રોગીનું શરીર તદ્દન અસ્વસ્થ થઈ જાય છે, માથું શિથિલ થઈ જાય છે, મોઢું અને તાળવું સુકાવા માંડે છે, અંધારાં આવે છે, બગાસાં આવે છે, બકારી આવે છે, ચામડી લૂખી થઈ જાય છે અને ગમે તેટલું ખાયપીએ તોપણ તૃપ્તિ થતી નથી.

આ રોગમાં શરીરમાંની સૌમ્ય ધાતુનો ક્ષય થવાથી આ રોગ સોમરોગ કહેવાય છે. આ રોગ સ્ત્રીઓને જ થાય છે.

**ઉપાય:** પાકેલાં કેળાં, આમળાંનો રસ, સાકર તથા મધ એ ચારેને એકઠાં કરી ઉપયોગમાં લેવાથી સોમરોગ મટી જાય છે. દિવસમાં બેવાર દરેક વખતે ઉપરની ચારેય વસ્તુઓનો ભેગો મળીને નવટાંક ભાર લેવો.

અડદનો લોટ, જેઠીમધ, ભોંયકોળું, મધ અને સાકર એ પાંચને ભેગાં કરી સરવાળે ચાર તોલા પ્રભાતે દૂધ શેર ૦। સાથે સેવન કરવાથી સોમરોગ મટે છે.

ઉપરાંત રોજ હરડે આપવી; આમળાં તથા હળદરની ફાકી આપવી. દવા પચ્યા પછી ખોરાક હલકો આપવો.

**ખોરાક:** દાળ, ભાત, શાક અને ખીચડીનો હલકો ખોરાક લેવો.

**ગર્ભ ન રહે તેવા ઉપાય:** પા (૦।) શેર દૂધમાં

બે આનીભાર (⅛ તોલો) ચપડા લાખ એટલે પીપળાની લાખ ઉકાળીને રોજ એક માસ સુધી પાવાથી અટકાવ આવતો હમેશ માટે બંધ થાય છે અને પ્રજા થતી નથી.

રોજ ઘીમાં બે આનીભાર કે પાવલીભાર ટંકણખાર ચાટવાથી પ્રજા થતી નથી. આ પ્રયોગ દર માસે અટકાવના ચોથે દિવસે નાહ્યા પછીના બાર દિવસ સુધી કરવો.

સંભોગ વખતે યોનિના કમળના દ્વાર(મુખ)ને મીઠાની ગાંગડી મૂકી બંધ કરવાથી પણ પ્રજા થતી નથી. મીઠું બળતું નથી અને પ્રવાહી ધીમેધીમે ઓગળીને નીકળી જાય છે. કંઈ નુકસાન થતું નથી.

**ગર્ભ રહે તેવા ઉપાય:** 'વંધ્યારોગઃ' જે સ્ત્રીને અટકાવ બહુ ચઢી જતો હોય, અટકાવ આવતાં બહુ પીડા થતી હોય કે જેને ગર્ભ ન રહેતો હોય, તેને અટકાવ આવવાનો સમય થાય તે પહેલાં પંદર દિવસે નીચે જણાવેલો તિલકાદિ ક્વાથ પાવાનો શરૂ કરવો અને તિલકાદિ ક્વાથ સાથે એલાદિ ગુટિકા પણ ગળાવવી.

**તિલકાદિ ક્વાથનો પાઠ:** કાળા તલ, સૂંઠ, મરી, પીપર અને ભારિંગમૂળ; એ પાંચનો ક્વાથ કરી ટાઢો પડે ત્યારે એમાં ગોળ તોલો ૦॥ નાખી દિવસમાં બેવાર પાવો.

**એલાદિ ગુટિકા:** એળિયો, સૂંઠ, પીપર અને મરી વજનમાં સરખાં લેવાં. પછી સૂંઠ, પીપર અને મરીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી એ ચૂર્ણને એળિયા સાથે એકરસ કરી એની ગોળીઓ વાળવી. દરેક ટંકે વટાણા જેવડી ગોળી ગળવી.

આ રીતે અટકાવ દુઃખ વિના આવશે અને કોઠો સાફ થશે. અટકાવ આવે એટલે ક્વાથ તથા ગોળી બંધ કરવાં. પછી અટકાવ આવે ચાર દિવસ થઈ જાય, ત્યારે રોજ નાગકેસરનું ચૂર્ણ દિવસમાં બેવાર દરેક ટંકે તોલો ૧ ફકાવવું. આથી સ્ત્રીને ગર્ભ રહે છે. નિયમિત અટકાવ આવે તો તિલકાદિ ક્વાથ તથા એલાદિ ગુટિકા

લેવાની જરૂર નથી, પણ નાગકેસરનું ચૂર્ણ દર મહિને અટકાવના ચોથા દિવસ પછી બાર દિવસ, ગર્ભ રહે ત્યાંસુધી દર માસે ફાકવું.

**સગર્ભાની સંભાળ:** ગર્ભ રહ્યા પછી અમૃતસાગરમાં કહેલા મહિનેમહિને કરવાના ઉપાયો કરવા.

ખજૂર, સાકર અને દ્રાક્ષ પ્રમાણસર ખવડાવવાં.

**સુવાવડીનો ખોરાક:** એમ કરતાં જ્યારે સુવાવડ આવે ત્યારે સુવાવડીનું શરીર બહુ જ બળવાન હોય તો જ ઘી, દૂધ વગેરેનો ખોરાક આપવો. સામાન્ય રીતે તો સુવાવડીને પહેલા દસ વાસા દાળભાત ખીચડી અને શાક આપવાં. પછી બીજા વીસ દિવસ ઘઉંની રોટલી પણ આપવી અને સુવાવડનો મહિનો પૂરો થાય, ત્યારે ઘી, દૂધ વગેરેનો ખોરાક આપવો.

**સુવાવડમાં નાળ શી રીતે કાપવી?** સુવાવડ કરાવતી વખતે બાળકની નાળ કાપતાં સંભાળ રાખવી. બાળકની ડૂંટીથી છએક આંગળ નાળ અકબંધ રાખવી. છ આંગળને અંતરે એક દોરો તાણીને બાંધવો અને ડૂંટીથી સાત આંગળના અંતરે નાળ ઉપર બીજો દોરો તાણીને બાંધવો, અને એ બે દોરાની વચ્ચેથી નાળ કાપવાથી સુવાવડીને લોહી પડશે નહિ.

**સુવાવડનો ક્વાથ:** સુવાવડના અગિયારમા વાસાથી નીચે જણાવેલો દેવદાર્વાદિ ક્વાથ રોજ બેવાર આપવો. તેથી સુવાવડીને સુવારોગ થશે નહિ અને થયો હશે તો તે મટી જશે.

**દેવદાર્વાદિ ક્વાથનો પાઠ:** દેવદાર, વજ, ઉપલેટ, પીપર, સૂંઠ, કરિયાતું, કાયફળ, કડુ, ધાણા, હરડે, ગજપીપર, ભોરિંગણી, ગોખરુ, ધમાસો, મોટીરિંગણી, અતિવિષની કળી, ગળો, કાકડાશિંગ અને કાળી જીરી; એ ઓગણીસ વસ્તુઓ સમાન ભાગે લઈ એનો ક્વાથ કરવો. ક્વાથ પીવા જેવો ઠંડો પડ્યા પછી એમાં સિંધવ તથા હિંગ નાખી પાવો.

## ૭૩ : બાલરોગ

બાળક જન્મે ત્યારથી તેને રોજ હરડેનો ઘસારો પાવો.

**ચાતુર્ભદ્ર ચૂર્ણ :** અતિવિષની કળી, કાકડાશિંગ, નાગરમોથ અને લીંડીપીપર એ ચારનું ચૂર્ણ કરી પહેલે મહિને મગના દાણા જેટલું, એમ દરેક મહિને ધીમેધીમે પ્રમાણ વધારીને ચાર વરસનું થાય ત્યારે એક આનીભાર ( $\frac{1}{16}$ તોલો ) રોજ પાવું. આથી બાળક તંદુરસ્ત રહેશે.

બાળકને તાવ, ઝાડા, ઊલટી વગેરે કંઈ રોગ થાય તો બને એટલું ઓછું ધવડાવવું અને ઉપર લખેલું ચાતુર્ભદ્ર ચૂર્ણ આપવું, તેથી એને ફાયદો થશે.

બાળકને બહુ ઊલટી થતી હોય, લાળ પડતી હોય કે કરમિયા હોય તો ચાતુર્ભદ્ર ચૂર્ણ ઉપરાંત વાવડિંગનું ચૂર્ણ બાળકને સહેવાતા પ્રમાણમાં આપવું. સવારે હરડેનો ઘસારો આપવો.

બાળકને ઝાડા થયા હોય તો બીલાના કકડાને પાણીમાં થોડા કલાક પલાળી રાખી એ પાણી થોડુંથોડું પાવું. સવારે હરડેનો ઘસારો પણ આપવો.

બાળકને ધાવણને બદલે દૂધ આપવું હોય, તો જેટલું દૂધ હોય તેટલું પાણી દૂધમાં નાખી, નાખેલું પાણી બધું બળી જાય પણ દૂધ હતું તેટલું બાકી રહે, ત્યાં સુધી ઉકાળી પછી ઠંડું પાડી પિવડાવવું.

માંદગી દરમિયાન બાળકને સહેવાતો શેક કરવો; ધાવતા બાળકની માંદગીમાં મા પાસે આહારવિહારનું પથ્ય પળાવવું.

# ૭૪ : વિષ–ઝેર

કોઈ પણ પ્રકારનું ઝેર ખાવાપીવામાં આવ્યું હોય, તો પહેલાં મીંઢળ પાઈને ઊલટી કરાવવી. બેત્રણ મીંઢળની ઉપરની છાલ વાટી સશેકા પાણી સાથે પાવી. મીંઢળથી ઊલટી થઈ ગયા પછી ઘી શેર ૦। વિઘારીને પાવું. ઝેર નીકળી રહે ત્યાંસુધી મીંઢળ અને ઘી વારાફરતી પાયા કરવાં. આ ક્રિયાથી ઊલટીઓ થશે તેથી હોજરીમાંનું ઝેર બહાર નીકળી જશે અને પ્રસરવા માંડેલા ઝેરનો વેગ મંદ પડી જશે. ઉપરના ઉપાયથી ઊલટી ન થાય, તો પાશેર ઊના પાણીમાં મોરથૂથુ તોલો ૧/૮ પાવું.

પછી વિરેચન (જુલાબ) આપવું. વિરેચનમાં નેપાળાના બીજની અડધી ફાડ વાટીને ૧/૪ તોલો ગોળમાં લપેટી ખવડાવવી. ફાડ વાટતા પહેલાં ફાડમાંથી પાંદડી કાઢી નાખવી. સાપ, કૂતરું વગેરે ઝેરી પ્રાણી કરડે ત્યારે પણ આ ગોળીનો જુલાબ આપવો.

ઝેરવાળા માણસને ઝેર ઊતરતાં સુધી અને ઝેર ઊતર્યા પછી પણ ચોવીસ કલાક સુધી ઉજાગરો કરાવવો. ઊંઘમાં, ઘેનમાં કે મૂર્છામાં પડવા દેવો નહિ. જગાડવા માટે કપાળ પર ટાઢા પાણીના છાલકો માર્યા કરવી, પંખો નાંખવો, નસ્ય ફૂંકવું, ચૂંટિયા ખણવા વગેરે આકરા ઇલાજ પણ અજમાવવા. બહુ બેભાન હોય તો ફસ ખોલવી. ફસ ખોલીને પોણો શેર કે એક શેરથી વધારે લોહી કાઢવું નહિ.

તાજું હડકાયું કૂતરું કરડે તો તે કરડ્યા પછી બેત્રણ કલાકની અંદર સાંડસીથી લૂગડાનો ડૂચો પકડી કકડાવેલા કકડતા ઘીમાં બોળી કૂતરાનો દાંત લાગ્યો હોય ત્યાં ડામ દેવો.

સાપ કરડે ત્યારે પણ દંશ પર ઉપર પ્રમાણે કકડતા ઘીનો ડામ દેવો; છતાં સૌથી પહેલાં ફસ ખોલી વધારેમાં વધારે પોણો

શેરથી એક શેર લોહી કાઢી નાંખી પછી બીજા ઉપાયો કરવા.

વીંછી કરડે ત્યારે ડંખ ઉપર અને આજુબાજુ નેપાળાનાં પાંદડાં ખૂબ વાટી તેની લૂગદીનો એક ઇંચ જાડો લેપ કરવો.

## ૭૫: ફિરંગ

આ રોગ ફિરંગી લોકોના દેશમાં ઘણા મોટા પ્રમાણમાં થાય છે, તેથી એને ફિરંગ રોગ કહેવામાં આવે છે.

ફિરંગીના શરીરના સંસર્ગથી અને ફિરંગી સ્ત્રી સાથે સંભોગ કરવાથી આ રોગ માણસોને ચોક્કસ થાય છે.

ફિરંગ ત્રણ પ્રકારનો છે: બાહ્ય (બહારનો), આભ્યંતર (અંદરનો) તથા બાહ્યાભ્યંતર (બહારનો અને અંદરનો).

બાહ્ય ફિરંગ વિસ્ફોટક જેવો હોય છે. એમાં પીડા થોડી થાય છે. એ ગૂમડાંની માફક ફૂટે છે. આ બાહ્ય ફિરંગ સહેલાઈથી મટે છે.

આભ્યંતર ફિરંગ સાંધાઓમાં થાય છે. એમાં સંધિવાની માફક સોજો આવે છે, અને પીડા થાય છે. એ મટવો મુશ્કેલ છે.

ફિરંગ રોગમાં નીચે પ્રમાણે ઉપદ્રવો થાય છે: દૂબળા પડી જવાય છે, નબળાઈ આવે છે, નાક બેસી જાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, હાડકાં સુકાય છે અને હાડકાં વાંકાં વળી જાય છે.

ફિરંગ રોગના ઉપાય તથા પરેજ ઉપદંશ (ચાંદી) પ્રમાણે છે.

## ૭૬ : સ્નાયુક-વાળો

ઊંચી જાતની હિંગ લાવવી. હિંગના ઝીણા ટુકડા કરી થોડા ઘીમાં ફુલાવવા. પછી એને ખાંડી નાખવાથી હિંગ દાંતે ચોટશે નહિ; અથવા ઊંચી જાતની હિંગનો ભૂકો મળે તો તે પણ વાપરી શકાય. દિવસમાં બેવાર રોજ બે આનીભાર ( $\frac{1}{8}$ તોલો ) હિંગ પાણી સાથે ફાકી જવી.

તાવ હોય ત્યાંસુધી ઉપવાસ કરવા. પછી તાવના પ્રકરણમાં લખેલા ક્રમથી ઉપવાસ છોડવા. તાવ ન હોય તો દાળ, ભાત અને શાકનો હલકો ખોરાક લેવો. ઉપવાસમાં પણ હિંગ ફાકવી.

## ૭૭ : દગ્ધ-દાઝવું

દાઝવાથી ફોલ્લો ન ઊઠ્યો હોય તો દાઝેલા ભાગ ઉપર ઘી કે તેલ ચોપડવું, પણ જો ફોલ્લો ઊઠ્યો હોય તો ફોલ્લા ઉપર રાળ અને ઘીનો મલમ ચોપડવો.

ફોલ્લો ફૂટ્યા પછી ફૂટેલી ચામડી ઊંચી કરી, નીચેના દાઝેલા બધા ભાગ ઉપર બરાબર પ્રસરે તે પ્રમાણે ઘી કે તેલ રેડવું. ફોલ્લાની ફૂટેલી ચામડી અને સારી ચામડીના સાંધા (જોડાણ) સુધી ચારેબાજુ ઘી કે તેલ બરાબર પ્રસરે એ રીતે રેડવું.

ખોરાકમાં હલકાં દાળ, ભાત અને શાક લેવાં. ગળપણ, તીખાશ, ખટાશ તથા દૂધ, દહીં, છાશ, માખણ, ઘી વગેરે ચીકાશવાળો અને ભારે ખોરાક લેવો નહિ.

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો–મૂળ તથા અનુવાદ

**શ્રીમત્ શંકરાચાર્યના ગ્રંથો:**

| | | | |
|---|---|---|---|
| **વિવેકચૂડામણિ**–સરળ ભાષાંતર સાથે ... | ૧૬૦ | ૦–૧૨ | ૦–૨ |
| **મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો** ... | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **શતશ્લોકી અને બીજાં ચાર રત્નો** ... | ૨૦૦ | ૦–૧૨ | ૦–૨ |
| **સ્તોત્રસંગ્રહ**–ભક્તિ ને વેદાંત-સ્તોત્રો ... | ૨૨૦ | ૦–૧૦ | ૦–૨ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ** ... | ૨૨૪ | ૧–૪ | ૦–૩ |
| **ઉપનિષદો–૧૧૨**–નીચે પ્રમાણે ત્રણ ગ્રંથોમાં | | | |
| **એકાદશ ઉપનિષદ** ... ... ... | ૪૫૨ | ૨–૮ | ૦–૫ |
| **બૃહદારણ્યક ઉપનિષદ** ... ... ... | ૨૪૮ | ૧–૮ | ૦–૩ |
| **સો ઉપનિષદો**–પહેલાં ૨૩ ઉપનિષદો મંત્રો સાથે-પછીનાં ૭૭નું માત્ર ભાષાંતર–સારરૂપે | ૭૪૪ | ૪–૦ | ૦–૭ |
| **પંચીકરણ**–મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ–ટીકા સાથે ... ... ... | ૨૬૪ | ૨–૦ | ૦–૪ |
| **સૂર્યકાન્ત**–અધ્યાત્મમાર્ગના સાધકને અત્યંત ઉપયોગી પુસ્તક ... ... ... | ૨૭૨ | ૨–૦ | ૦–૪ |
| **જીવન્મુક્તિવિવેક**–મુમુક્ષુઓ માટે પ્રાચીન ગ્રંથ ... | ૨૨૦ | ૧–૪ | ૦–૨ |
| **મહાવાક્યરત્નાવલિ** ... ... ... | ૧૮૪ | ૦–૧૨ | ૦–૨ |
| **વિદુરનીતિ**–સરલાર્થ સાથે ... ... ... | ૧૬૮ | ૦–૧૨ | ૦–૨ |
| **મનુસ્મૃતિ**– ,, ,, ... ... ... | ૬૪૦ | ૩–૦ | ૦–૬ |
| **આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો ... | ૨૦૮ | ૦–૮ | ૦–૨ |
| **વૈદિક વિનય**–૩૬૦ વેદમંત્રો વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ | ૦–૮ |
| **બળવાન બનો!**–કર્મનો શ્રેષ્ઠ ઉપદેશ ... ... | ૧૧૨ | ૦–૮ | ૦–૨ |
| **એકાદશ સ્કંધ**–શ્રીમદ્ ભાગવતનો ... ... | ૪૭૨ | ૧–૪ | ૦–૫ |

**વિષ્ણુસહસ્રનામ**–સરળ અર્થ સાથે ... ... ૧૨૮ ૦–૪ ૦–૧
**ધમ્મપદ**–સંપાદક : પં૦ બેચરદાસ દોશીઃ ... ૧૯૨ ૧–૦ ૦–૩
**શાંતિપર્વ**-મહાભારતનું–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ,
 જેમાં ચાર વર્ણ તથા આશ્રમના સામાન્ય ધર્મો વગેરે ૮૫૬ ૭–૮ ૦–૧૪

## મહાભારત–દળદાર ૭ ગ્રંથોમાં રૂ. ૪૫)

'જેણે મહાભારત વાંચ્યું નથી, તેનું ભારતવાસી હોવું વ્યર્થ છે....'

૧–આદિ ને સભાપર્વ
૨–વન ને વિરાટપર્વ
૩–ઉદ્યોગ ને ભીષ્મપર્વ
૪–દ્રોણપર્વ
૫–કર્ણ, શલ્ય, સૌપ્તિક ને સ્ત્રીપર્વ
૬–શાંતિપર્વ
૭–અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસિક, મૌસલ, મહાપ્રાસ્થાનિક અને સ્વર્ગારોહણપર્વ

કદ ૭॥×૧૦ : કુલ પાન ૫૨૦૮
પાકાં પૂઠાં : ૨૭ ચિત્રો સાથે

ટપાલ ખર્ચ રૂ. ૬)

આવા મોટા અક્ષરો

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો–
 ચાર દળદાર ગ્રંથોમાં .. ... ... ૧૯૦૮ ૧૨–૦ ૨–૧
**લઘુયોગવાસિષ્ઠ**–બૃહદ્ યોગવાસિષ્ઠના સારરૂપ ૫૫૪ ૨–૮ ૦–૫
**વિચારસાગર**–(આ. બીજી)વેદાંતના દોહનરૂપ તત્ત્વજ્ઞાન ૪૦૦ ૩–૦ ૦–૫
**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર,નવી ૧૧મી આ. ૧૨૪૦ ૮–૦ ૧–૬
**ભગવતી( દેવી )ભાગવત**–સરળ ભાષાંતર,મોટા અક્ષરો ૯૨૮ ૬–૦ ૦–૧૫
**આત્મસાક્ષાત્કારની કસોટી**–સં૦ સ્વામી
 સ્વયંજ્યોતિતીર્થ :... ... ... ... ૨૦૮ ૧–૪ ૦–૨
**આત્મરામાયણ**–રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થો
 દ્વારા તત્ત્વજ્ઞાન સમજાવતું સરળ પુસ્તક ... ૧૪૦ ૦–૧૨ ૦–૨
**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત ... ... ૧૯૨ ૧–૪ ૦–૩
**પ્રભુમય જીવનનું રહસ્ય**–સદુપદેશ ભજનો સાથે... ૧૬૮ ૧–૦ ૦–૪
**સ્વરૂપવિચાર**–ગુરુ-શિષ્યના સંવાદરૂપે તત્ત્વોપદેશ ૧૦૪ ૦–૧૦ ૦–૨
**તુકારામગાથા**–બે ગ્રંથમાં–ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્ય-
 પ્રેરક અભંગોનું સરળ ભાષાંતર ... ... ૧૮૪૦ ૬–૦ ૦–૧૫

| | | | |
|---|---|---|---|
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ**—ભાગ ૨જો ... ... | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વામી રામતીર્થ**—એમના સદુપદેશ ...(૧) ... | ૫૬૪ | ૨–૮ | ૦–૬ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો:** | | | |
| **ભક્તિયોગ**—આવૃત્તિ ૨૭ (૮) ... | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **રાજયોગ અને જ્ઞાનયોગ**—(૧૦,૧૧) ... | ૫૬૦ | ૨–૦ | ૦–૫ |
| **પાતંજલ યોગસૂત્ર**—વિવેકાનંદના વિવેચન સાથે | ૧૯૨ | ૧–૦ | ૦–૩ |
| **જ્ઞાનયોગ**—વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **રાજયોગ**—પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ... ... ... ... | ૧૩૬ | ૦–૧૨ | ૦–૨ |
| **વિવેકાનંદસાર**—વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી | ૨૬૪ | ૨–૦ | ૦–૪ |
| **આખ્યાનમાળા**—(૧) સ્વ૦ અનંતપ્રસાદ: ... | ૭૦૮ | ૩–૦ | ૦–૭ |
| ,, ,, (૨) ,, ... | ૬૨૦ | ૩–૦ | ૦–૬ |
| **ઉપદેશસારસંગ્રહ**—શ્રી. તિરુવલ્લુવરનો વેદતુલ્ય બોધ | ૩૮૪ | ૧–૮ | ૦–૪ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો | ૩૦૦ | ૧–૮ | ૦–૪ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**— ... | ૧૬૪ | ૦–૪ | ૦–૨ |
| **પ્રભુમય જીવન**—આવૃત્તિ ૮મી ... ... | ૧૯૨ | ૦–૧૨ | ૦–૨ |
| **દત્ત અને પરશુરામ અથવા આત્મદર્શન વા અનાસક્ત કર્મયોગ** ... ... ... | ૩૭૬ | ૨–૦ | ૦–૪ |

## રામાયણ

| | | | |
|---|---|---|---|
| **ગિરધરકૃત રામાયણ**—કર્તાની હસ્તપ્રત ઉપરથી ... | ૭૬૨ | ૪–૮ | ૦–૮ |
| **તુલસીકૃત રામાયણ**—(બે ભાગ) ૩૨ ચિત્રો | ૧૨૦૦ | ૮–૦ | ૧–૫ |
| **વાલ્મીકિ રામાયણ**—નવી આવૃત્તિ છપાશે. | | | |

## પઢિયારકૃત સ્વર્ગનાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**—ભક્તિનો મહિમા સમજાવતા ૩૨૫ દો. | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની કૂંચી**—સદ્વર્તન રાખતાં શીખવનારો બોધ | ૩૭૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો ખજાનો**—ભક્તિમાર્ગ સમજાવતા ૧૨૫ દો. | ૩૧૨ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો પ્રકાશ**—જ્ઞાન અને પરમાર્થની વાતો ... | ૩૩૬ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગનો આનંદ**—ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સીડી**—મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવાનાં ૧૨ પગથિયાં | ૩૬૦ | ૨–૦ | ૦–૪ |
| **સ્વર્ગની સડક**—સ્વર્ગના ટૂંકા ને સરળ રસ્તાનું સૂચન | ૪૬૮ | ૨–૦ | ૦–૫ |

**સંસારમાં સ્વર્ગ**—સંસારને સ્વર્ગ બનાવતું પુસ્તક ૩૪૮ ૨—૦ ૦—૪
**સાચું સ્વર્ગ**—ભક્તિ ને જ્ઞાન વિષયક સાદી વાતો ... ૪૯૨ ૨—૦ ૦—૫

## ભગવદ્ગીતાઓ

**અષ્ટાવક્રગીતા**—મૂળ સાથે સરળ ભાષાંતર ... ... ૭૨ ૦—૮ ૦—૧
**પુરુષાર્થબોધિની ગીતા**—(બે ગ્રંથોમાં) મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને **પંડિત સાતવલેકરજીની** વિસ્તૃત ટીકા સાથે .. ... ... ૧૦૬૮ ૧૦—૦ ૧—૨
**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**—જ્ઞાનેશ્વર મહારાજે રચેલી '**ભાવાર્થદીપિકા**' નામની, દૃષ્ટાંતોથી ભરપૂર, ભાવવાહી ટીકા, સરળ અર્થ સાથે ... ૭૯૨ ૪—૦ ૦—૮
**જ્ઞાનસત્ર ગીતા**—ગીતાના મૂળ શ્લોકો, પદચ્છેદ ને શબ્દાર્થ ૩૬૮ ૧—૪ ૦—૪
" " —ગુજરાતી લિપિમાં, ગીતાના શ્લોકો, પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે ૩૬૮ ૧—૪ ૦—૪
**શ્રીમદ્ ભગવદ્ગીતા**—મોટા સુવાચ્ય અક્ષરો, સરલાર્થ સહિત ... ૨૪૮ ૦—૧૨ ૦—૩
**શ્રીમદ્ ભગવદ્ગીતા**—(આ. ૨૨મી) સરળ ભાષાંતર સાથે ગુટકો કદ ૩।।×૫।। ૩૫૨ ૦—૮ ૦—૨
**શ્રીપંચરત્નગીતા**—(સટીક) પુનરાવૃત્તિ ... ૨૬૪ ૧—૦ ૦—૪
**અવધૂત ગીતા**—(આ. ૨૭) સુધારાવધારા સાથે ૧૪૪ ૧—૪ ૦—૨

**(સંસ્કૃત પાઠ કરનારાઓ માટે ખાસ ઉપયોગી)**

**भगवद्गीता मूळ मूळ**—મોટા અક્ષર ૨૧૨ ૦—૧૦ ૦—૨
" " —મધ્યમ અક્ષર ૨૦૦ ૦—૭ ૦—૧
**पंचरत्न भगवद्गीता मूळ मूळ**—મોટા અક્ષર ૩૬૮ ૦—૧૪ ૦—૩
" " " —મધ્યમ અક્ષર ૨૦૦ ૦—૧૦ ૦—૨

## જીવનચરિત્રો

**યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય**—આર્યાવર્તના મહાન યોગીશ્વરનું ટૂંકું ચરિત્ર ... ... ... ... ૮૮ ૦—૮ ૦—૨
**રમણમહર્ષિ**—સુધારાવધારા સાથેની બીજી આવૃત્તિ ૨૧૬ ૨—૦ ૦—૪

| | | | |
|---|---|---|---|
| કૈલાસપતિ હંસ મહારાજ—વેદાંત જેવા ગહન વિષયને દૃષ્ટાંતો દ્વારા સમજાવે છે. ... | ૨૮૦ | ૨—૮ | ૦—૫ |
| સ્વામી આત્માનંદ સરસ્વતી—ઉપદેશો સાથે ... | ૧૯૨ | ૧—૮ | ૦—૩ |
| ભિક્ષુ અખંડાનંદ—પ્રેરણાદાયી વિસ્તૃત ચરિત્ર | ૪૭૮ | ૩—૦ | ૦—૬ |
| મહર્ષિ દયાનંદ—વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૨ | ૧—૮ | ૦—૨ |
| રામકૃષ્ણ પરમહંસ—પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર | ૬૦૮ | ૨—૮ | ૦—૫ |
| સ્વામી વિવેકાનંદ—જીવનના પ્રસંગો આલેખતું ચરિત્ર | ૭૮૪ | ૩—૦ | ૦—૭ |
| સ્વામી રામતીર્થ—વિસ્તૃત ચરિત્ર તથા વેદાંતના ઉપદેશો | ૬૭૨ | ૩—૦ | ૦—૭ |
| ચૈતન્ય મહાપ્રભુ—ત્રણ ગ્રંથો, વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) | ૧૫૯૬ | ૬—૮ | ૦—૧૫ |
| જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ—બે ચરિત્રો | ૫૦૪ | ૨—૮ | ૦—૫ |
| સંત તુકારામ—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર | ૬૪૮ | ૨—૮ | ૦—૬ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ ને શિવાનંદનાં ચરિત્રો ... | ૪૨૪ | ૧—૬ | ૦—૪ |
| શ્રીરામચંદ્ર દત્ત ને નાગ મહાશયનાં ચરિત્રો ... | ૩૩૬ | ૧—૦ | ૦—૩ |
| મ૦ સરયૂદાસજી, ભૂધરભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો ... ... | ૨૫૬ | ૦—૧૦ | ૦—૩ |
| ભક્તચરિત્ર—ભક્તમાળમાં નહિ આવેલાં ચરિત્રો ... | ૫૨૮ | ૨—૮ | ૦—૫ |
| આદર્શ ચરિત્રસંગ્રહ—ભાગ ૨જો—૭૦ ટૂંકાં ચરિત્રો | ૬૨૪ | ૨—૮ | ૦—૭ |
| ભારતના વીર પુરુષો—૪૦ વીર પુરુષોનાં ચરિત્રો | ૩૩૬ | ૧—૪ | ૦—૪ |
| વીર દુર્ગાદાસ અથવા મારુ સરદારો—મારવાડના રજપૂત યુગના નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત | ૩૦૪ | ૧—૦ | ૦—૩ |

## સંતવાણી

| | | | |
|---|---|---|---|
| તુલસી રામાયણનાં મહાવાક્યો— ... ... | ૯૬ | ૦—૮ | ૦—૧ |
| સંતની વાતો— ધર્મ, નીતિ વગેરેનાં દૃષ્ટાંતો સાથે | ૨૬૪ | ૧—૮ | ૦—૪ |
| પરિચિત પદસંગ્રહ—૧૧૨ ભક્તોનાં ૬૯૭ ભજનો | ૪૦૦ | ૧—૧૨ | ૦—૪ |
| મીરાં અને નરસિંહ—(સં૦ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો ને પદો | ૧૦૪ | ૦—૧૨ | ૦—૨ |
| અખાની વાણી—અઘરા શબ્દોના અર્થ સાથે ... | ૫૦૪ | ૩—૦ | ૦—૬ |
| દીવાને સાગર—સંત સાગર કૃત ... ... | ૪૮૦ | ૪—૮ | ૦—૫ |
| શ્રીભજનસંગ્રહ—જુદાજુદા સંતોનાં ૩૩૬ ભજનોનો સંગ્રહ ... ... ... | ૨૪૦ | ૧—૦ | ૦—૩ |

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના
ઇત્યાદિનો સંગ્રહ ... ... ... ૫૬૦ ૨–૮ ૦–૪

**કર્મગાથા**–કર્મની શ્રેષ્ઠ ભાવના સૂચવતો કાવ્યસંગ્રહ ૨૪૦ ૧–૦ ૦–૩

**तुकाम्हणे**–પસંદ કરેલા અભંગો, મરાઠીમાં ... ૧૨૦ ૦–૫ ૦–૨

## સ્ત્રી તથા બાળોપયોગી ગ્રંથો

**પાકશાસ્ત્ર**–સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાની રીત ... ૨૬૪ ૨–૮ ૦–૪

**નળાખ્યાન**–મહાકવિ શ્રી પ્રેમાનંદકૃત ... ૧૩૬ ૧–૦ ૦–૩

**ઓખાહરણ**–મહાકવિ શ્રી પ્રેમાનંદકૃત–મોટા
અક્ષરોમાં–અઘરા શબ્દોના અર્થ સાથે ... ૧૧૨ ૦–૮ ૦–૨

**શ્રીશારદામણિદેવી**–(ચરિત્ર) લે૦ આનંદ ચૈતન્ય: ૧૦૪ ૦–૮ ૦–૨

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન,
વારસાહક્ક, ગામડાંની સ્ત્રીઓનો પ્રશ્ન, કાર્યક્ષેત્ર,
શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮ ૦–૪

**ટૂંકી વાર્તાઓ**–ગ્રં. ૧લો–સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ ૫૮૮ ૨–૮ ૦–૬
,, ,, –ગ્રંથ ૨જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાર્તાઓ ૫૭૬ ૨–૮ ૦–૪
,, ,, –ગ્રંથ ૫મો–સ્ત્રી-પુરુષો માટે જરૂરી ૫૬ વાર્તાઓ ૪૦૮ ૨–૮ ૦–૪
,, ,, –ગ્રંથ ૬ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાર્તાઓ ૭૨૦ ૨–૮ ૦–૬

**ભારતની દેવીઓ**–ગ્રંથ ૧લો-પ્રાચીન યુગની ૧૩૩ સતીઓ ૭૩૨ ૩–૦ ૦–૬
,, ,, –ગ્રંથ ૨જો–મધ્યયુગનાં ઐતિહાસિક ૨૪૯ ચરિત્રો ૭૩૨ ૩–૦ ૦–૭
,, ,, –ગ્રંથ ૩જો–મધ્યયુગ ને અર્વાચીન ૧૬૬ ચરિત્રો ૮૦૪ ૩–૦ ૦–૮

**બાળભારત**–(સચિત્ર) સંક્ષિપ્ત મહાભારત ... ૨૮૮ ૧–૮ ૦–૪

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે : બાદશાહ
અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮ ૦–૩

**બાળસદ્બોધ**–(સચિત્ર) વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ૧૨૮ ૦–૮ ૦–૨

**ગુલિસ્તાં**–સુબોધપુષ્પવાટિકા–મહાત્મા શેખસાદીકૃત ૧૩૬ ૦–૫ ૦–૨

**સદ્ગુણી બાળકો**–(સચિત્ર) ૬૯ ખરા બનાવોનો સંગ્રહ ૧૩૬ ૦–૮ ૦–૨

**બાળકોની વાતો**–ભાગ ૧લો–બોધપ્રદ ૨૧ વાતો ૮૪ ૦–૬ ૦–૨
,, ,, –ભાગ ૨જો–બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮ ૦–૪

**આદર્શ દૃષ્ટાંતમાળા**–(૧) બોધક ૪૨૪ ટૂંકાં દૃષ્ટાંતો ૪૩૨ ૨–૦ ૦–૪
,, ,, –(૨) ,, ૪૯૫ ,, ,, ૪૯૬ ૨–૦ ૦–૫

## પ્રકીર્ણ સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| **દલપતરામની કવિતા**–૮૬ બોધદાયક કવિતાઓ | ૧૯૨ | ૦–૧૦ | ૦–૨ |
| ***ખેતીનાં મૂળ તત્ત્વો**–ભાગ ૧લો– (જમીન, પાણી ને ઓજાર) | ૧૧૬ | ૧–૦ | ૦–૨ |
| * ,, ,, ,, –ભાગ ૨જો–(ખેડ, ખાતર ને બીજ) | ૧૧૨ | ૧–૦ | ૦–૨ |
| × ,, ,, –ભાગ ૩જો–(કીટક, રોગ અને પશુ) | ૧૬૮ | ૧–૮ | ૦–૨ |
| ,, ,, –ભા. ૪થો–(ધાન્યતૃણો) ... | ૧૫૦ | ૧–૮ | ૦–૨ |
| **જીવનસંગ્રામ**–નંદલાલ શાહ : ... ... | ૮૦ | ૦–૮ | ૦–૧ |
| **ભારતીય સંસ્કૃતિ**–લે. કનૈયાલાલ મા. મુનશી : ... | ૧૩૨ | ૦–૧૨ | ૦–૨ |
| **સુવર્ણયુગ**–લે૦ કનૈયાલાલ મા૦ મુનશી : ... | ૬૨ | ૦–૮ | ૦–૨ |
| **સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધદાયક પત્રો | ૨૪૮ | ૧–૪ | ૦–૨ |
| **આત્મનિરીક્ષણ અને સંકલ્પ**–લે૦ રમણલાલ વ૦ દેસાઈ : સ્વસુધારણાની પ્રેરણા આપતું પુસ્તક (બીજી આવૃત્તિ) | ૧૬૮ | ૧–૦ | ૦–૨ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગણેશજી અંજારિયા: | ૧૪૪ | ૧–૦ | ૦–૨ |
| **ગુજરાતની ગઝલો**–દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... | ૧૮૦ | ૧–૦ | ૦–૨ |
| **જીવનપગલે**–જીવનપંથ ઉજાળનારો કાવ્યસંગ્રહ | ૧૧૨ | ૦–૧૦ | ૦–૨ |
| **કચ્છની લોકવાર્તા**–શ્રી. ડુંગરશી ધરમશી સંપટકૃત રજપૂતયુગની કચ્છ દેશની ઐતિહાસિક ઘટનાઓ | ૩૫૪ | ૨–૦ | ૦–૪ |
| **તન્ત્ર કથા**–(સચિત્ર) ૨૫ ચિત્રો સાથે ... | ૧૬૮ | ૧–૮ | ૦–૪ |
| ,, ,, –(અચિત્ર) ... ... ... | ૧૫૨ | ૧–૪ | ૦–૪ |

## ચેતના અને પ્રેરણા

| | | | |
|---|---|---|---|
| **અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' : ૫ આત્મકથાઓ | ૧૯૨ | ૧–૪ | ૦–૩ |
| **સુબોધકથાસાગર**–બોધદાયક ૫૦૫ દષ્ટાંતોનો સંગ્રહ | ૪૬૪ | ૨–૦ | ૦–૫ |
| **આગળ ધસો**–('પુશિંગ ટુ ધી ફ્રન્ટ'નું ભાષાંતર: આ. ૩જી) | ૪૬૮ | ૨–૮ | ૦–૫ |
| **સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહપ્રેરક | ૩૧૨ | ૧–૮ | ૦–૪ |

* આ બંને પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે મંજૂર થયાં છે.

× ઈતર વાંચન માટે મંજૂર થયું છે.

**કતલખાનું**—શ્રમજીવીઓનાં દુઃખ તથા ધનિકોની નિર્દયતા
 દર્શાવતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ... ૬૯૬ ૩—૦ ૦—૬
**ગુણસંગ્રહ**—(ભા.૨)દવાઓ ને ઉપયોગી માહિતી,૧૪૮લેખો ૫૪૪ ૨—૮ ૦—૫
 „ —(ભા. ૯) „ „ „ ૧૬૫ લેખો ૭૩૬ ૨—૮ ૦—૬

## આરોગ્ય અને વૈદક

**સુશ્રુત આયુર્વેદ**—વૈદકનો આ મહાન આધારભૂત ગ્રંથ,
 મૂળ શ્લોકો, સરળ ભાષાંતર તથા ટીકા-ટિપ્પણો સાથે
 બે ગ્રંથોમાં ... ... ... ...૧૩૭૨ ૧૫—૦ ૧—૮

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**—અનેક
 વનસ્પતિઓના ગુણદોષ ને ઉપયોગ તેમ જ રોગો,
 તેમનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬—૦ ૦—૧૩

**ખોરાકના ગુણદોષ**—લેખકઃ ડૉ. રસિકલાલ જે. પરીખઃ આયુ-
 ર્વેદ પદ્ધતિથી આપણા રોજના ખોરાક માટે માર્ગદર્શન
 આપતું પુસ્તક—સુધારાવધારા સાથે નવી આવૃત્તિ ૧૦૦ ૦—૧૦ ૦—૨

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—લે૦ મ૦ ગાંધીજી :
 શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં,
 પાણીના તથા માટીના ઉપચાર, ગર્ભવેળા સ્ત્રી-
 પુરુષનું કર્તવ્ય વગેરે બાબતો ... ... ૧૨૮ ૦—૧૦ ૦—૨

**વૈદક સંબંધી વિચારો**—ભાગ ૨જો : ઉપયોગી ૧૨૮ લેખો ૪૩૨ ૧—૧૨ ૦—૫

**આયુર્વેદ નિબંધમાળા**—ભાગ—૧,૨ (વૈદ્ય તિલકચંદ
 તારાચંદકૃત ) આયુર્વેદ ચિકિત્સાપદ્ધતિએ અનેક
 રોગ, તેમનાં લક્ષણ, કારણ ને સચોટ ઉપચારો
 સમજાવતા ગ્રંથો ... ... ... ૧૧૫૨ ૪—૪ ૦—૧૦

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો.

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બૉક્સ નં. ૫૦, અમદાવાદ અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ—૨

# આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન-ચારિત્ર્ય-વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતમાં પૂરું પાડવાના ઉદ્દેશથી, નાની પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું છે. ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાની શી લાયબ્રેરી વસાવી શકે એવો આશય છે. ઓક્ટોબર ૧૯૪૮ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો પ્રગટ થયાં છે:

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

**મનને**-આવૃત્તિ ૨જી ... ... ... ... ૩૨ ૦-૩ ૦-૧

**દગ્-દશ્ય વિવેક**-સરળ અનુવાદ સાથે ... ૨૪ ૦-૨ ૦-૧

**યક્ષ અને યુધિષ્ઠિર**-યક્ષ અને યુધિષ્ઠિરનો સંવાદ
મૂળ શ્લોકો સાથે સરળ ભાષામાં ... ... ૬૪ ૦-૩ ૦-૧

**દત્તાત્રેય**-(અવધૂત) દત્તાત્રેયના ૨૪ ગુરુઓનું
સંક્ષિપ્ત વર્ણન ... ... ... ... ૮૦ ૦-૩ ૦-૧

**નીતિશતક**-(શ્રીભર્તૃહરિ) સરળ અનુવાદ સાથે ૮૦ ૦-૩ ૦-૧

**વૈરાગ્યશતક**- ,, ,, ,, ૫૬ ૦-૪ ૦-૧

**શિવમહિમ્નઃ સ્તોત્રમ્**-મૂળ શ્લોક, અન્વય, અર્થ અને
ટિપ્પણ સહિત ... ... ... ૫૬ ૦-૩ ૦-૧

**કણ્ઠાભરણમ્**-મુખપાઠ કરવા યોગ્ય પ્રાર્થનામંત્રો-અર્થ સાથે ૬૪ ૦-૩ ૦-૧

**ધર્મની સાધના**-લે૦ આચાર્યશ્રી ક્ષિતિમોહન સેનઃ ૭૨ ૦-૪ ૦-૧

**ગીતાસાર**-કાકા કાલેલકરઃ ગીતાનું સંક્ષિપ્ત દોહન ૮૦ ૦-૪ ૦-૧

**ગીતાપોથી**-ભગવદ્ગીતાની બાળપોથી-કર્મયોગના
૧૨૫ શ્લોકો, અર્થ તથા વિસ્તૃત સમજૂતી સાથે ૧૦૪ ૦-૬ ૦-૧

**ગીતાસંકલનઃ**-સં૦ શ્રી રમણ મહર્ષિ : બીજાં ત્રણ
સંકલનો સાથે ... ... ... ... ૫૨ ૦-૩ ૦-૧

**શ્રીમદ્ ભગવદ્ગીતા**-(૧૨ ને ૧૫ અધ્યાય) શ્લોકો
તથા અર્થ સાથે ... ... ... ... ૪૮ ૦-૩ ૦-૧

**ઉત્તરગીતા**-તત્ત્વબોધનો સરળ અનુવાદ-મૂળ શ્લોકો સાથે ૬૪ ૦-૬ ૦-૧

| | | | |
|---|---|---|---|
| **પ્રેમપન્થ–(૧)** લે૦ મ. ગાંધીજી: ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **પ્રેમપન્થ–(૨)** લે૦ મ. ગાંધીજી: ... ... | ૧૦૪ | ૦–૪ | ૦–૧ |
| **મણિરત્નમાળા–શંકરાચાર્ય** : સરળ અર્થ, શ્લોકો સાથે | ૧૬ | ૦–૧।। | ૦–૧ |
| **જ્ઞાન અને કર્મ**–લે૦ સ્વામી અદ્વૈતાનંદ: ... | ૭૨ | ૦–૩ | ૦–૧ |
| **પરમ પુરુષાર્થ**–લે૦ ,, ,, : માનવજીવનનો ઉદ્દેશ | ૧૨૦ | ૦–૬ | ૦–૧ |
| **આર્ય, બૌદ્ધ અને જૈન ધર્મના મૂળ સિદ્ધાંતોનો સમન્વય**–લે૦ પંડિત બહેચરદાસ દોશી ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **નારદનાં ભક્તિસૂત્રો**–મૂળ શ્લોકો, અર્થ તથા વિવેચન સાથે | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **જ્ઞાનનાં ઝરણાં**–(આવૃત્તિ ૩જી) લે૦ સ્વામી માધવતીર્થજી: | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ–(૧)** અનેક રસપ્રદ બોધક પ્રસંગો–ઉપદેશો ... ... ... | ૯૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ ઉપદેશ**–બોધદાયક ઉપદેશો ... | ૮૮ | ૦–૫ | ૦–૧ |
| **વિચારસૂર્યોદય**–સ્વામીશ્રી માધવતીર્થજી: ... | ૬૦ | ૦–૩ | ૦–૧ |
| **ઉચ્ચ જીવન**–ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ: (આ. ૬ઠ્ઠી) | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ધ્યાન અને જ્ઞાન**–લે૦ સ્વામી માધવતીર્થજી : નવી આવૃત્તિ | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **બંસીમાં ભગવાને શું ગાયું?** ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |

## ચરિત્રો

| | | | |
|---|---|---|---|
| **રામાયણની રહસ્યકથા**–રામાયણનાં પાત્રોનો ટૂંકો સાર ... ... ... | ૧૬ | ૦–૧ | ૦–૧ |
| **ભક્ત જલારામ**–મહાન પ્રભુભક્તના જીવનપ્રસંગો | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ચંદ્રહાસ**–ભક્ત ચંદ્રહાસની કથા સારરૂપે ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **સુદામાચરિત્ર**–પ્રેમાનંદકૃત ... ... ... | ૬૪ | ૦–૩ | ૦–૧ |
| **ભક્ત રોહિદાસ**–ચરિત્ર ... ... ... | ૪૮ | ૦–૩ | ૦–૧ |
| **શ્રીરામકૃષ્ણ પરમહંસ**–(કિશોરો માટે) ... | ૮૮ | ૦–૬ | ૦–૧ |
| **સ્વામી રામતીર્થ**–કિશોરો માટે પ્રેરણાદાયી ટૂંકું ચરિત્ર | ૭૨ | ૦–૪ | ૦–૧ |
| **સતી સાવિત્રી**–સત્યવાન ને સાવિત્રીની રોચક કથા | ૫૨ | ૦–૩ | ૦–૧ |
| **ભક્ત અંબરીષ**–ચરિત્ર ... ... ... | ૫૬ | ૦–૩ | ૦–૧ |
| **ભક્તરાજ હનુમાન**–ટૂંકું જીવનચરિત્ર ... ... | ૭૬ | ૦–૬ | ૦–૧ |
| **શ્રીતૈલંગસ્વામી**–વિશુદ્ધાનંદ તથા પોહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ | ૦–૧ |
| **બાળકોના વિવેકાનંદ**–લે૦ પ્રફુલ્લ ઠાકોર: ... | ૬૪ | ૦–૪ | ૦–૧ |

| | | | |
|---|---|---|---|
| ભાભજી બાપા—આદર્શ સંત ... ... ... | ૬૪ | ૦—૪ | ૦—૧ |
| સંત કબીર—(સચિત્ર)સચોટ પ્રસંગો આલેખતું ટૂંકું ચરિત્ર | ૫૬ | ૦—૩ | ૦—૧ |
| નાનભટ્ટ બાપા—એક આદર્શ વૈદ્ય (આવૃત્તિ બીજી) | ૭૨ | ૦—૩ | ૦—૧ |

## સંતવાણી

| | | | |
|---|---|---|---|
| કબીરની સાખીઓ— .. ... ... | ૮૦ | ૦—૪ | ૦—૧ |
| છોટમની વાણી—મહાત્મા છોટમનાં ૯૬ પદોનો સંગ્રહ | ૭૨ | ૦—૪ | ૦—૧ |
| ભક્ત સૂરદાસનાં પદો—ટૂંકા જીવનચરિત્ર સાથે | ૮૦ | ૦—૪ | ૦—૧ |
| ધીરા ભગતનાં પદો—સં. શ્રી. ડુંગરશી ધરમશી સંપટ: | ૮૦ | ૦—૪ | ૦—૧ |
| ભોજા ભગતના ચાબખા—સં. ,, ,, ,, | ૯૬ | ૦—૬ | ૦—૧ |

## વાર્તાઓ—નાટકો

| | | | |
|---|---|---|---|
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ— લે૦ સ્વ. કલાપી ... ... ... | ૪૮ | ૦—૩ | ૦—૧ |
| અમણુ નારદ ને પાંડુ ઝવેરી—અનુ: પદ્માવતી દેસાઈ: | ૫૨ | ૦—૩ | ૦—૧ |
| મદાલસા અને અલર્ક—ચરિત્ર સાથે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ | ૯૬ | ૦—૫ | ૦—૧ |
| જેસલ ને તોરલ તથા જાલંધર ને ગોપીચંદ—સ્વ. કલાપી | ૫૬ | ૦—૩ | ૦—૧ |
| દુષ્યંત ને શકુંતલા અને બીજી વાતો— ... | ૯૬ | ૦—૬ | ૦—૧ |
| ધાવણની ધાર અને બીજી વાતો—લે૦ ચુનીલાલ મડિયા: માનવસ્વભાવ અને લાગણી પ્રગટ કરતી ૪ વાતો | ૭૬ | ૦—૩ | ૦—૧ |
| કાળમુખી અને બીજી વાતો—(સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા: કાઠિયાવાડી જીવનની રસિક પણ નિર્દોષ ૫ વાતો | ૬૪ | ૦—૩ | ૦—૧ |
| સમ્રાટ શ્રેણિક અને દેવી નંદા—જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ ... ... ... ... | ૬૪ | ૦—૩ | ૦—૧ |
| કેરીની મોસમ અને બીજી વાતો—લેખક: શયદા: માનવ-હૃદયની સારી-નરસી લાગણીઓ વ્યક્ત કરતી ૭ વાતો | ૭૬ | ૦—૫ | ૦—૧ |
| આણુંઆણે અને નવું રેલવે સ્ટેશન—શ્રી. ચુનીલાલ વ. શાહ: | ૬૦ | ૦—૪ | ૦—૧ |
| જીવનનો મર્મ—લેખક: સોપાન: ... ... | ૮૪ | ૦—૬ | ૦—૧ |
| નવજવાન ,, ... ... | ૬૪ | ૦—૪ | ૦—૧ |
| અહિંસાનું રહસ્ય ,, ... ... | ૭૨ | ૦—૪ | ૦—૧ |
| એ ભદ્ર પુરુષ! ,, ... ... | ૫૬ | ૦—૪ | ૦—૧ |
| આશાને અજવાળે ,, ... ... | ૫૬ | ૦—૪ | ૦—૧ |